

# कैवल्योपनिषत અને गीतादि षोडश रत्नो.

(શુદ્ધ સરલ ગુજરાતી ટીકા સહિત.)



# अभ्यर्थना.

जलाद्रक्षेत्स्थलाद्रक्षेद्रक्षेच्छीथलबन्धनात् ।
मूर्खहस्ते न दातव्यामिति वदति पुस्तकम् ॥ १ ॥

હે પાઠકગણો ! પુસ્તક કહે છે કે:-મ્હારૂં જળથી રક્ષણ કરજો; સ્થલથી રક્ષણ કરજો; અને શીથલ બાંધણથી રક્ષણ કરજો; અર્થાત્ મ્હને જળથી ભીંજવશો નહીં. પૃથ્વી ઉપર જ્યાં ત્યાં ફેંકશો-મૂકશો-નહીં. તથા સારા વસ્ત્રથી મજબૂત બાંધી ઉધેય આંતરી વગેરે જીવ જંતુઓ મ્હારો નાશ ન કરે તેમ સાચવીને રાખજો; વળી વધારામાં એટલુંજ કહું છું કે:-મૂર્ખ, શઠ-પાપી-નાસ્તિક-સ્ત્રીલંપટાદિ દુર્ગુણોવાળા દુર્જનોના હાથમાં હું આપવાને યોગ્ય નથી. ઇતિ.

ગોવિન્દ ગોવિન્દ રથાંગપાણે, ગોવિન્દ ગોવિન્દ હરે મુરારે;
ગોવિન્દ ગોવિન્દ મુકુન્દકૃષ્ણ, ગોવિન્દ ગોવિન્દ નમોનમસ્તે.૧
ગોવિન્દ ગોવિન્દ પ્રપન્નપાલ, ગોવિન્દ ગોવિન્દ કૃતાંન્તકાલ;
ગોવિન્દ ગોવિન્દ વ્રજેશબાલ, ગોવિન્દ ગોવિન્દ નમોનમસ્તે.૨
ગોવિન્દ ગોવિન્દ સુરાસુરેશ, ગોવિન્દ ગોવિન્દ પિતર્મહેશ;
ગોવિન્દ ગોવિન્દ ચરાચરેશ, ગોવિન્દ ગોવિન્દ નમોનમસ્તે.૩





( શુદ્ધ સરળ ગુજરાતી ટીકા સહિત. )

# कैवल्योपनिषत्-

અને

# गीतादि षोडश रत्नो ॥

પ્રકાશકઃ—


શ્રીમતી જમનાબાઇ હાજીરામ જાની.
હેડમિસ્ટ્રેસ-કન્યાશાળા, ભુવાલડી.
( જીલ્લે-અમદાવાદ )



શાન્તિવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં ઇશ્વરલાલ કેશવલાલ અને માણેકલાલ
માધવજીએ છાપ્યું ઢીકવા ચોકી—અમદાવાદ.

સંવત ૧૯૮૬-૮૭. પ્રત ૧૦૦૦.

કિંમત ૦-૬-૦

# शुद्धिपत्रम् ॥

| पृष्ठ. | पंक्ति. | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| ૬ | ૨૧ | સંસારરૂપ | સંસારરૂપે |
| ૧૧ | ૪ | (સૂ ોદયના) | (સૂર્યોદયના) |
| ૧૩ | ૧૯ | કૃષ્ણયર્વેદીય | કૃષ્ણયજુર્વેદીય |
| ૧૭ | ૭ | સન્યાસ | સંન્યાસ |
| ૧૭ | ૧૨ | પ્રાસમાં | પ્રાપ્તિમાં |
| ૧૭ | ૧૩ | શ્રોતસ્માત્ત | શ્રૌતસ્માર્ત્ત |
| ૧૭ | ૧૯ | [શ્રોત | [શ્રૌત |
| ૧૭ | ૨૧ | ચિત્તશુદ્ધ | ચિત્તશુદ્ધિ |
| ૧૮ | ૨૧ | વેશથી | વશથી |
| ૨૧ | ૨૩ | જેમને | જેમનો |
| ૨૩ | ૧૧ | (त) | (तं) |
| ૨૫ | ૩ | म एव | स एव |
| ૨૫ | ૧૩ | અથાત્ | અર્થાત્ |
| ૨૯ | ૧૫ | સુક્ષ્મ | સૂક્ષ્મ |
| ૩૧ | ૧ | ત | તે |
| ૩૬ | ૨૨ | આત્માજ્ઞાન | આત્મજ્ઞાન |
| ૪૩ | ૧૧ | धवले | धवलै |
| ૪૯ | ૪ | उवाचा | उवाच |
| ૪૯ | ૨૦ | મહાત્મ્ય | માહાત્મ્ય |
| ૫૧ | ૧૦ | પેડે | પેઠે |
| ૫૨ | ૫ | પેટે | પેઠે |
| ૫૪ | ૧૭ | न्ततानि | सन्ततानि |
| ૫૭ | ૧૩ | આશકા | આશંકા |

| | | | |
|---|---|---|---|
| ૫૭ | ૧૬ | विमुक्ता: | र्विमुक्ता: |
| ૬૦ | ૬ | ગંદાદિ | ગંધાદિ |
| ૬૫ | ૪ | પગ્રને | પુરૂષને |
| ૬૫ | ૧૪ | જ્ઞ તા | જ્ઞાતા |
| ૬૫ | ૧૮ | लाके | लोके |
| ૬૫ | ૨૩ | કરીન | કરીને |
| ૬૫ | ૨૪ | કૂાટલતા | કૂટિલતા |
| ૬૮ | ૧૮ | ક્રાધાદિ | ક્રોધાદિ |
| ૭૧ | ૩ | इदानमीं | इदानीमां |
| ૭૧ | ૨૨ | અપ ન | અપમાન |
| ૭૬ | ૮ | તીર્થ ના | તીર્થોના |
| ૭૯ | ૧૧ | मूर्ति | मूर्त्ति |
| ૮૧ | ૨૨ | विवर्त | विवर्त्त |
| ૮૩ | ૫ | કે ઈપણુ | કોઈપણુ |
| ૮૩ | ૧૦ | गरो | गुरो |
| ૮૩ | ૧૫ | સ્ન ાનવડે | સ્નાનવડે |
| ૮૪ | ૭ | ं लपनम् | ज्ञलपनम् |
| ૮૬ | ૧૬ | સ્ફુરછે | સ્ફુરેછે |
| ૮૭ | ૧૨ | તેઓન | તેઓને |
| ૯૪ | ૪ | અનાયસે | અનાયાસે |
| ૯૪ | ૯ | द्यज्ज | द्यज्ञं |
| ૯૪ | ૧૮ | આતુરત | આતુરતા |
| ૯૮ | ૧૬ | शमादि | शमादि |
| ૧૦૦ | ૪ | ભાવા | ભાવો |
| ૧૦૯ | ૧૧ | ब्रह्म ण्ड | ब्रह्माण्ड |
| ૧૧૨ | ૧૪ | સદશ | સદશં |

ॐ

# શ્રીરામકૃષ્ણાષ્ટકસ્તોત્રં.

## વસન્તતિલકાવૃત્તં.

શ્રીરામ રામ ભવતારણ રામ રામ,
શ્રીકૃષ્ણ કૃષ્ણ મુરમર્દન કૃષ્ણ કૃષ્ણ;
શ્રીરામ રામ રઘુનન્દન રામ રામ,
શ્રીકૃષ્ણ કૃષ્ણ યદુનન્દન કૃષ્ણ કૃષ્ણ;—૧
શ્રીરામ રામ અવધેશ્વર રામ રામ,
શ્રીકૃષ્ણ કૃષ્ણ જગદીશ્વર કૃષ્ણ કૃષ્ણ;
શ્રીરામ રામ સુખસાગર રામ રામ,
શ્રીકૃષ્ણ કૃષ્ણ વ્રજભૂષણ કૃષ્ણ કૃષ્ણ;—૨
શ્રીરામ રામ ભવભંજન રામ રામ,
શ્રીકૃષ્ણ કૃષ્ણ મધુસૂદન કૃષ્ણ કૃષ્ણ;
શ્રીરામ રામ ભવભેષજ રામ રામ,
શ્રીકૃષ્ણ કૃષ્ણ પુરૂષોત્તમ કૃષ્ણ કૃષ્ણ;—૩
શ્રીરામ રામ પરમેશ્વર રામ રામ,
શ્રી કૃષ્ણ કૃષ્ણ મનમોહન કૃષ્ણ કૃષ્ણ;
શ્રી રામ રામ અખિલેશ્વર રામ રામ,
શ્રીકૃષ્ણ કૃષ્ણ ખગવાહન કૃષ્ણ કૃષ્ણ;—૪
શ્રીરામ રામ ધરણીધર રામ રામ,
શ્રીકૃષ્ણ કૃષ્ણ મુરલીધર કૃષ્ણ કૃષ્ણ;
શ્રીરામ રામ કરૂણાકર રામ રામ,
શ્રીકૃષ્ણ કૃષ્ણ ભવમોચન કૃષ્ણ કૃષ્ણ;—૫

શ્રીરામ રામ રઘુવંશજ રામ રામ,
શ્રીકૃષ્ણ કૃષ્ણ વસુદેવજ કૃષ્ણ કૃષ્ણ;
શ્રીરામ રામ જયકેશવ રામ રામ,
શ્રીકૃષ્ણ કૃષ્ણ જયમાધવ કૃષ્ણ કૃષ્ણ;—૬
શ્રીરામકૃષ્ણ જપતાં સહુ દુઃખ જાય,
શ્રીરામકૃષ્ણ ભજતાં સુખ સર્વ થાય;
શ્રીરામકૃષ્ણ રસના રટજો સદાય,
શ્રીરામકૃષ્ણમય વિશ્વ બધું જણાય—૭
શ્રીરામજ્યોતિ હૃદયે વસજો સદાય,
શ્રીકૃષ્ણજ્યોતિ હૃદયે ઝગકે સદાય;
શ્રીરામકૃષ્ણ અવસાનસમે સહાય,
શ્રીરામકૃષ્ણ શરણં મમ છે સદાય;—૮
શ્રીરામકૃષ્ણ ચરણો ભજશે સદા જો,
શ્રીરામકૃષ્ણ કરૂણા કરશે સદા તો;
શ્રીરામકૃષ્ણ ચરણો મુજ મસ્તકે હો,
શ્રીરામકૃષ્ણ ચરણે મુજ છે પ્રણામો;—૯

ઇતિ શ્રીરામકૃષ્ણાષ્ટકસ્તોત્રં સંપૂર્ણ.



શિવહર શંકર ગૌરીશં, વન્દે ગંગાધરમીશં;
રૂદ્રં પશુપતિમીશાનં, કલિહર કાશીપુરનાથં. ૧
મહાદેવ શિવ શંકર શંભો, ઉમાકાન્ત હર ત્રિપુરારે;
મૃત્યુંજય વૃષભધ્વજ શૂલિન્, ગંગાધર મૃડ મદનારે. ૨
જય શંભો જય શંભો શિવ ગૌરીશંકર જય શંભો;
જય શંભો જય શંભો હર ગૌરીશંકર જય શંભો. ૧

હર હર મહાદેવ શંભો કાશીવિશ્વનાથ ગંગે;
હર હર જગન્નાથ વિષ્ણો હર હર મહાદેવ શંભો   ૨

હરે રામ હરે રામ રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.   ૧
હરે શિવ હરે શિવ શિવ શિવ હરે હરે;
હરે શંભો હરે શંભો શંભો શંભો હરે હરે.   ૨



ॐ

# श्रीचिदानन्दस्तोत्रम् ॥

भुजङ्गप्रयातं वृत्तम् ।

तदा नैव जीवो न हीशो न कालो ।
न कर्त्ता न भोक्ता न हन्ताऽनुमन्ता ॥
तदा नो विरञ्चिस्तदा नाऽपि विष्णु-
श्चिदानन्द सिन्धौ यदाऽहं निमग्नः ॥ १ ॥
तदा नाऽपि जाग्रत्सुषुप्तिर्न निद्रा ।
न वाचो न चित्तं मनो नैव बुद्धिः ॥
अहं निर्विकल्पो निराकाररूप-
श्चिदानन्द सिन्धौ यदाऽहं निमग्नः ॥ २ ॥
तदा नैव बालो युवा नैव वृद्ध-
स्तदा चैडमूको न मृत्युर्न जन्म ॥

सदा साक्षिरूपोऽव्ययोऽहं परात्मा ।
चिदानन्द सिन्धौ यदाऽहं निमग्नः ॥ ३ ॥

तदा नाऽपि बद्धो न मुक्तो न रागी ।
विरागी न सङ्गी तदा नो वियोगी ॥
न योगी न भोगी न संसाररोगी ।
चिदानन्द सिन्धौ यदाऽहं निमग्नः ॥ ४ ॥

तदा कामिनी नैव कामी न कामो ।
न षण्ढो नरोऽनाश्रमी नाऽऽश्रमी नो ॥
न वर्णो न शिष्यो गुरुर्नैव शिक्षा ।
चिदानन्द सिन्धौ यदाऽहं निमग्नः ॥ ५ ॥

तदा जङ्गमाजङ्गमं नैव किञ्चि-
न्न पीनो न सूक्ष्मो न वाऽहङ्कृतिश्च ॥
न कर्माऽपि धर्मोऽप्यधर्मो न मंत्र-
श्चिदानन्द सिन्धौ यदाऽहं निमग्नः ॥ ६ ॥

तदा नाऽप्यभेदो न भेदो न बोधो ।
न वा बोधशब्दो विनोदो न खेदः ॥
अहं वासुदेवः परंब्रह्मरूप-
श्चिदानन्द सिन्धौ यदाऽहं निमग्नः ॥ ७ ॥

तदा नो स्मृतिर्विस्मृतिर्नो बहिश्च ।

न वा चान्तरं साधको नाऽपि सिद्धः ॥
असिद्धो न मूर्खो न च ज्ञाननिष्ठ-
श्चिदानन्द सिन्धौ यदाऽहं निमग्नः ॥ ८ ॥
तदा नैव तूष्णीमतूष्णीं न बन्धुः ।
पिता नैव पुत्रो न माता न नेता ॥
न वा प्राणवर्गो न देहेन्द्रियाणि ।
चिदानन्द सिन्धौ यदाऽहं निमग्नः ॥ ९ ॥
तदाऽऽढ्यो दरिद्रो न धर्म्मी ह्यधर्म्मी ।
सदा व्यापकोङ्काररूपस्तदाऽहम् ॥
प्रभुःसच्चिदानन्दरूपः शिवोऽहम् ।
चिदानन्द सिन्धौ यदाऽहं निमग्नः ॥ १० ॥

अनुष्टुप् छन्दः ।

चिदानन्दस्तवं नित्यं यावज्जीवं पठेन्नरः ।
जीवन्मुक्तिसुखं भुक्त्वा विदेहमुक्तिमाप्नुयात् ॥११॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्य श्रीमत्स्वामिमाधवानन्द पूज्यपाद शिष्य चिदानन्दस्वामिनाविरचितःश्रीचिदानन्दस्तवः सम्पूर्णः ॥

हरिःॐ शान्तिः शान्तिः शान्तिः





# श्रीप्रातःस्मरणस्तोत्रम् ॥

वसन्ततिलका वृत्तम् ।

प्रातःस्मरामि हृदि संस्फुरदात्मतत्त्वम् ।
सच्चित्सुखं परमहंसगतिं तुरीयम् ॥
यत्स्वप्नजागरसुषुप्तमवैति नित्यं ।
तद्ब्रह्म निष्कलमहं न च भूतसंघः ॥१॥

भाषानुवादं— कवित ॥

हृदे मध्ये स्वप्रकाश आत्मतत्त्व निजभास—
प्रातःकाले है हुल्लास समरन ठानिये ।
सद चिदानन्दघन यति योगी गति धन—
तामे नित्य जोडे मन तुरीया पिछानिये ।
जाग्रत स्वपन वासे सुषुपतिकुं प्रकाशे—
तीनुं वस्था साक्षी भाषे सोऽहंब्रह्म जानिये ।
पञ्चभूतको संघात देहादिक जडजात—
सो न मेरो रूप तात कलातीत मानिये ॥१॥

**श्लोकार्थः**-હૃદય કમલવિષે-અંતઃકરણ અને અંતઃકરણની વૃત્તિઓના સાક્ષીરૂપ હોવાથી અહંવૃત્તિવિષે-સ્વયંપ્રકાશરૂપે સ્ફુરાયમાન, સચ્ચિદાનંદમય, પરમહંસોની ગતિરૂપ, અને તુરીયસ્વરૂપ, જે આત્મતત્ત્વ છે, તે આત્મતત્ત્વને હું પ્રાતઃકાલમાં સ્મરણ કરૂં છું. જે જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિને જાણે છે, ઉત્પત્તિ નાશરહિત છે, નિરવયવ છે, સર્વથી અધિકવ્યાપક પરમાત્મા છે; તે બ્રહ્મ હું છું. પંચભૂતોના સમુદાયરૂપ હું નથી. એ પ્રકારે સ્મરણ કરૂં છું. (૧)

**प्रातर्भजामि मनसो वचसामगम्यम् ।**
**वाचो विभान्ति निखिला यदनुग्रहेण ॥**
**यन्नेति नेति वचनैर्निगमा अवोचु-**
**स्तं देवदेवमजमच्युतमाहुरग्र्यम् ॥ २ ॥**

**भाषानुवादं-        कवित ॥**

**मन वाणीके जु परे ज्ञानी तामे चित्तधरे-**
**प्रभाते भजन करे वृत्ति ब्रह्माकार है ।**
**चिद ब्रह्मके प्रकासे लोक वेद वाक्य भासे-**
**स्वस्वअर्थकुं उजासे तत्त्वको विचार है ।**
**नेति नेति वेद ररे उपाधिकुं दूर करे-**
**प्रपञ्चसे जो है परे शुद्ध निराधार है ।**
**देवनकोदेव जोई अज हु अच्युत सोई-**
**सब शिरोमणि वोई गावत अपार है ॥२॥**

**श्लोकार्थः**–મનવાણીના અવિષયરૂપ, અને સર્વ વાણી જેમના અનુગ્રહથી પ્રકાશ થાય છે; જેને વેદો 'नेतिनेति' ( સ્થૂલ સૂક્ષ્માદિ શરીરરૂપ, જાગ્રતાદિ અવસ્થારૂપ, ચક્ષુઆદિ જ્ઞાનેન્દ્રિયોરૂપ, વાક્આદિકર્મેન્દ્રિયોરૂપ, પંચપ્રાણાદિરૂપ, શબ્દાદિવિષયરૂપ, તથા યત્કિંચિત્ દૃશ્યજગત્રૂપના નિષેધક) વચનોએ કરીને કથન કરે છે; અને જેને બ્રહ્મવેત્તાઓ દેવોનાદેવ, અજન્મા, અચ્યુત, અને મુખ્યરૂપ કહે છે; એવા સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપને પ્રાતઃકાલમાં હું ભજું છું. (૨)

प्रातर्नमामि तमसः परमर्कवर्णम् ।
पूर्णं सनातनपदं पुरुषोत्तमाख्यम् ॥
यस्मिन्निदं जगदशेषमशेषमूर्त्तौ ।
रज्ज्वां भुजङ्गम इव प्रतिभासितं वै ॥ ३ ॥

भाषानुवादं– कवित ॥

तम हु अविद्यापार वेदको सिद्धान्तसार–
आपहिकुं वारवार प्रभाते प्रणाम है ।
सूरसम स्वते भासे मन बुद्धिकुं प्रकासे–
शुद्ध बुद्ध स्वविकासे मुक्तको विश्राम है ।
देशकालवस्तुच्छेद पूरणमे नहिं भेद–
सनातन कहे वेद पूरुष हि धाम है ।
सब जगके आधार अस्ति भाति प्रिय सार–
रज्जुमे ज्यूं सर्पाकार तैसे रूप नाम है ॥३॥

**श्लोकार्थः**-અજ્ઞાનથી પર, સૂર્યસમ વર્ણવાળા-સ્વયંપ્રકાશ, પરિપૂર્ણ-વ્યાપક, સનાતન પદ, પુરૂષોત્તમ નામક એવા અને સર્વ મૂર્તિસ્વરૂપ જે પરમાત્માનેવિષે આ સમગ્ર જગત્ વિવર્તરૂપે રજ્જુ ( દોરડી )માં જેમ સર્પ પ્રતીત થાય છે તેમ ભાસમાન થઈ રહ્યું છે; એવા સર્વવ્યાપક ચૈતન્ય દેવને પ્રાતઃકાલમાં અભેદ નિશ્ચય-રૂપ હું નમસ્કાર કરૂં છું. (૩)

अनुष्टुप् छन्दः ।

श्लोकत्रयमिदं पुण्यं लोकत्रयविभूषणम् ।
प्रातःकाले पठेद्यस्तु स गच्छेत्परमं पदम् ॥ ४ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्यश्रीमद्भगवत्पादाचार्य्य विरचितं श्रीप्रातःस्मरणस्तोत्रं सम्पूर्णम् ॥

भाषानुवादं- कवित ॥

तीनश्लोक सुपवित्र तीनलोक शोभा चित्र-
चित्त धरो प्यारे मित्र रुचिकुं बढाईके ।
प्रभाते पढे जु कोई परं पद पावे सोई-
ज्ञान तें कैवल्य होई श्रुति कहे गाईके ।
शांकरी मधुरी बानी ब्रह्मविद्या सुकल्यानी-
नित्य [illegible] [illegible] खखानी सुनो प्रेम लाईके ।
ऐश्वर्य [illegible]नमे विख्यात शङ्कर स्वामी साक्षात-
गुरुपाद नमो तात भक्तियुत धाईके ॥ ४ ॥

इति श्रीमत्परमहंसस्वामिश्रीजानकीदासमहात्मना विरचितं श्रीप्रातःस्मरणस्तोत्रस्य भाषानुवादं समाप्तम् ॥

**श्लोकार्थः**—પુણ્યરૂપ, અને ત્રિલોકીના વિભૂષણરૂપ, આ ત્રણ શ્લોકનો જે મનુષ્ય પ્રાત:કાલમાં પાઠ કરે છે; તે મનુષ્ય પરમપદ (મોક્ષ)ને પ્રાપ્ત થાય છે. (૪)

**ઇતિ શ્રીસટીક પ્રાતઃસ્મરણસ્તોત્રં સંપૂર્ણ. ॥**

---

ॐतत्सत् ॥

## श्रीशङ्करदेशिकाष्टकम् ॥

### तोटकवृत्तम् ।

**विदिताखिलशास्त्रसुधाजलधे**
**महितोपनिषत्कथितार्थनिधे ।**
**हृदये कलये विमलं चरणं**
**भव शङ्कर देशिक मे शरणम् ॥ १ ॥**

નિખિલશાસ્ત્રરૂપ અમૃતનો સમુદ્ર જેમને જ્ઞાત છે એવા હે સદ્ગુરો ! પરમ પૂજ્ય ઉપનિષદોમાં કથન કરેલા અર્થના નિધિ-રૂપ અર્થાત્ સચ્ચિદાનંદ સ્વરૂપ એવા હે જગદ્ગુરો ! હું હૃદય-માં ત્હમારા નિર્મલ ચરણકમલનું ધ્યાન કરૂં છું. હે શંકર ( હે સુખકરવાવાળા ) ! હે દેશિક ( હે ગુરો )! ત્હમે મારૂં શરણ (આશ્રય) થાઓ; અર્થાત્ હું ત્હમારો આશ્રિત–શરણેરહેવાવાળો–છું, માટે મ્હારી વિશ્રાંતિના સ્થાનરૂપ આપ થાઓ. ૧.

**करुणावरुणालय पालय मां**
**भवसागरदुःखविदूनहृदम् ।**

**रचयाखिलदर्शनतत्त्वविदं**
**भव शंकर देशिक मे शरणम् ॥ २ ॥**

હે કરૂણારૂપ જળના સ્થાનભૂત ગુરો ! ત્હમે, સંસાર સમુદ્રના દુ:સહ દુ:ખોવડે વિનષ્ટ થયેલા અંત:કરણવાળો એવો હું તેને–મ્હને પાળો; અર્થાત્ મ્હારૂં પાલન કરો. તથા સમસ્તવેદ શાસ્ત્રના તત્ત્વને જાણવાવાળો મ્હને બનાવો. હે સુખકરવાવાળા ગુરો ! ત્હમે મારૂં શરણ ( આશ્રય ) થાઓ. ૨.

**भवता जनता सुहिता भविता**
**निजबोधविचारणचारुमते ।**
**कलयेश्वरजीवविवेकविदं**
**भव शङ्कर देशिक मे शरणम् ॥ ३ ॥**

હે આત્મજ્ઞાન સંબંધિ વિચાર કરવામાં સુંદર બુદ્ધિવાળા પ્રભો ! આપના સમાગમવડે જનસમુદાય નિરતિશય શ્રેય:સંપાદન કરવા-વાળા થશે. હે સદ્ગુરો ! આપ જીવબ્રહ્મના વિવેકને જાણવાવાળો મ્હને કરો. હે શંકર ગુરો ! ત્હમે મારૂં શરણ (આશ્રય) થાઓ. ૩.

**भव एव भवानिति मे नितरां**
**समजायत चेतसि कौतुकिता ।**
**मम वारय मोहमहाजलधिं**
**भव शङ्कर देशिक मे शरणम् ॥ ४ ॥**

હે ગુરો ! (જેમ રજ્જુ (દોરડી) સર્પરૂપે પ્રતીત થાય છે તેમ) આપજ સંસારરૂપ ભાસમાન થયા છો, અર્થાત્ આ પ્રત્યક્ષ દૃશ્ય-માન્ સર્વ જગત વિવર્તરૂપથી આપમાંજ પ્રતીત થઈ રહ્યું છે, એવું મ્હારા અંત:કરણમાં કૌતૂહલ નિરંતર ઉત્પન્ન થાય છે, અ-

થવા હે ગુરો ! ભવ-શિવ ( કલ્યાણ સ્વરૂપ ) આપજ છો; અર્થાત્ સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિ પરમાત્મા આપજ છો. સાધુ ભક્તજનોના શ્રેયાર્થે આપ આપની અગાધમાયા શક્તિનો આશ્રય કરી સ્વેચ્છાનુસાર માનુષ્ય દેહ ધારણ કરી વિચરો છો; તેજ પ્રમાણે આ દેહધારી ત્હમો મ્હારી સન્મુખ સ્થિત થકા મ્હને સદુપદેશ કરી રહ્યા છો; એ પ્રકારનું મ્હારા હૃદયમાં કુતૂહલ નિરંતર સમ્યક્ ઉદ્ભવે છે. હે સ્વામિન્ ! મ્હારા મોહરૂપ મહાસમુદ્રને નિવારણ કરો. હે સુખકરવાવાળા હે ગુરો ! ત્હમે મારૂં શરણ (આશ્રય) થાઓ. ૪.

**सुकृतेऽधिकृते बहुधा भवतो**
**भविता पददर्शनलालसता ।**
**अतिदीनमिमं परिपालय मां**
**भव शङ्कर देशिक मे शरणम् ॥ ५ ॥**

હે ગુરો ! અનેક પ્રકારથી સુકૃત અધિક સંપાદન કરેસતે આપના પદદર્શનની લાલસા ઉત્પન્ન થશે. હે નાથ ! આ અતિદીન એવા મ્હને ( મ્હારૂં ) પરિપાલન કરો. હે શંકરગુરો ! ત્હમે મ્હારૂં શરણ ( આશ્રય ) થાઓ. ૫.

**जगतीमवितुं कलिताऽऽकृतयो**
**विचरन्तिमहामहसश्छलतः ।**
**अहिमांशुरिवात्र विभासि पुरो**
**भव शङ्कर देशिक मे शरणम् ॥ ६ ॥**

હે જગદ્ગુરો ! જગતનું રક્ષણકરવાને અર્થે અર્થાત્ સંસારસમુદ્રમાં ડુબતા જીવોનો સમુદ્ધાર કરવાને અર્થે પરમાત્માની આકૃતિઓ–અવતારો–કલ્પેલા છે; તે મહાતેજના મિષથી વિચરે છે. તેજ શિવાવતારરૂપ આપ સૂર્યનીપેઠે અહીંઆં સન્મુખ ભાસોછો.

હે સુખકરગુરો ! ત્હમે મ્હારૂં શરણ (આશ્રય) થાઓ. ૬.

गुरुपुंगव पुंगवकेतन ते
समतामयतां न हि कोऽपि सुधीः ।
शरणागतवत्सल तत्त्वनिधे
भव शंकर देशिक मे शरणम् ॥ ७ ॥

હે ગુરૂવર ! હે શ્રેષ્ઠોનાસ્થાનભૂત ! કોઇપણ પંડિત આપની તુલ્યતાને પ્રાપ્ત થતા નથી, એ નિઃસંદેહછે. હે શરણાગતવત્સલ ! હે તત્ત્વનિધે ! હે શંકરદેશિક ! ત્હમે મ્હારૂં શરણ ( આશ્રય ) થાઓ; અર્થાત્ હું ત્હમારો આશ્રિત-ત્હમારે શરણે રહેવાવાળો-ત્હમારો દાસછું, માટે મ્હારી વિશ્રાંતિના સ્થાનભૂત આપ થાઓ. ૭.

विदिता न मया विशदैक कला
न च किञ्चन काञ्चनमस्ति गुरो ।
द्रुतमेव विधेहि कृपां सहजां
भव शंकर देशिक मे शरणम् ॥ ८ ॥

હે ગુરો ! આપની એકપણ શુભ્ર કલા મેં સ્પષ્ટ જાણી નહિ. હે નાથ ! મ્હારી પાસે કિંચિન્માત્ર કાંચન નથી; હું સર્વથા અકિંચન છું જેથી આપને સમર્પણ કરવા યોગ્ય કોઇ પણ ઉપહાર લાવી શકું તેમ નથી. હે સુખકરવાવાળા ગુરો ! આપ મ્હારૂં શરણ ( આશ્રય ) થાઓ, અને શીઘ્રજ સ્વભાવિકી કૃપા કરો. જેથી-આપના અનુગ્રહથી-મ્હારૂં શ્રેયઃકલ્યાણ-થાય. ૮.

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्यश्रीमत्तोटकाचार्य्य विरचितं
श्रीशङ्करदेशिकाष्टकस्तोत्रं सम्पूर्णम् ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः

# श्रीसद्गुरुप्रातःस्मरणस्तोत्रम् ॥

## वसन्ततिलका वृत्तम् ॥

प्रातःस्मरामि हृदि सद्गुरुशुभ्रमूर्त्तिम् ।
संसारसागरसमुद्धरणैकपोतम् ॥
विज्ञानदग्धरिपुमण्डलविश्वपालम् ।
जन्मादिदुःखहरमौषधमद्वितीयम् ॥१॥

અતિગંભિર પ્રચંડ સંસાર સમુદ્રમાંથી ભકતોને સમ્યક્ ઉદ્ધારણ થવા એક અભંગ નૌકારૂપ એવા, અને વિજ્ઞાનબળવડે કરીને કામ ક્રોધાદિ ભયંકર શત્રુ સમૂહને બાળી ભસ્મ કર્યા છે જેમણે એવા, જગત્‌ના પાલક, અને જન્મમરણાદિદુઃસહ દુઃખોના હરનાર અદ્વિતીય ઔષધરૂપ, તથા શુભ્ર-શાંત-સુંદર-શુકલ-મૂર્ત્તિ-સ્વરૂપ એવા, શ્રીસદ્ગુરૂદેવને પ્રાતઃકાળમાં હું અંતઃકરણવિષે સ્મરણ કરૂં છું. (૧)

प्रातर्वदामि मनसा वचसाऽऽदिना तं ।
शोभाकरं स्वयशसा तु हरिद्गणानाम् ॥
वेदान्तसारनिगमागमपारगं शं ।
ब्रह्मादिविश्वमुनिसेवितसिद्धशान्तम् ॥२॥

પોતાના યશવડે દિશાઓના સમુદાયને શોભારૂપ કરનારા, વેદાન્તના તત્ત્વરૂપ, વેદશાસ્ત્રના પારને પ્રાપ્ત થયેલા, સુખસ્વરૂપ,

અને બ્રહ્માદિદેવોએ તથા સર્વમુનિઓએ સેવિત, સિદ્ધસ્વરૂપ તથા શાંતસ્વરૂપ એવા તે શ્રીસદ્ગુરૂદેવને મન વાણી અને કાયાદિવડે કરીને હું પ્રાતઃકાળમાં ઉચ્ચારણ કરૂં છું. (૨)

**प्रातर्भजामि हृदि मे किल संस्थितं त्वां ।**
**विज्ञानदं त्रिविधितापहरं महान्तम् ॥**
**सच्चित्सुखं परमहंसमजं त्वनन्तम् ।**
**श्लाघ्यं गुरो हि च मुमुक्षुभिरर्कवर्णम् ॥३॥**

મ્હારા હૃદયનેવિષે નિશ્ચય સ્થિત એવા, અને શરણાગતને વિજ્ઞાનના દાતા, તથા આધ્યાત્મિકાદિત્રિવિધ તાપના હરનાર, અને મહાન્ આત્મસ્વરૂપનો નિર્ણય છે જેમનો એવા, ત્રિકાલા-બાધ્ય, ચૈતન્ય–જ્ઞાનસ્વરૂપ, આનંદ–સુખ–સ્વરૂપ, પરમહંસસ્વરૂપ, અજન્મા, અંત રહિત, સૂર્યસમ પ્રકાશરૂપ, અને મુમુક્ષુજનોએ સ્તુતિ–પ્રશંસા–પૂજા–કરવાને યોગ્ય એવા, પ્રસિદ્ધ હે સદ્ગુરો ! તમને પ્રાતઃકાળમાં હું ભજું છું. (૩)

**प्रातर्नमामि गुरुसद्गुरुसिद्धिदं तं ।**
**विश्वेश्वरं च करुणाब्धितरङ्गतारम् ॥**
**रुद्राक्षभस्मधरमक्षरशुद्धदेवम् ।**
**पूर्वं शिवेन तु माहात्म्यमपारमुक्तम् ॥४॥**

પોતાના કરૂણાબ્ધિના લેશ તરંગવડે સ્વઆશ્રિત ભક્તોના તારક, અને ભસ્મ રૂદ્રાક્ષના ધારણ કરનાર, અક્ષર (અવિનાશી)

શુદ્ધ, દીપ્તિમાન્ દેવસ્વરૂપ, અને જેમનું અપાર માહાત્મ્ય પૂર્વ-કાલમાં શ્રીશંકરે પાર્વતી પ્રત્યે કથનકરેલું છે એવા, વિશ્વનાઇશ્વર, અને સર્વસિદ્ધિઓના દાતા; તથા અંધારી રાત્રિના ચાર પહોર સમાન *ચાર ગુરૂઓના પ્રભાતના ( સૂર્યોદયના ) પહોરસમાન પ્રકાશક–અજ્ઞાન અંધકારનાનાશક–જ્ઞાનવૃદ્ધ બ્રહ્મવિત્ જે શ્રીસદ્ગુરૂ-દેવ, તેમને પ્રાત:કાળમાં હું નમસ્કાર કરૂં છું. (૪)

---

*એક પિતા ગુરૂ, બીજો કુલગોર ગુરૂ, ત્રીજો વિદ્યાગુરૂ, ચોથો મંત્ર ગુરૂ, અને પાંચમા બ્રહ્મવિત્ જ્ઞાનદાતાગુરૂ, એ પાંચ ગુરૂઓ કહેવાય છે. જેમ ગુરૂઓ પાંચ છે તેમ શરીરની અવસ્થાઓ પણ પાંચ છે; તેમાં પ્રથમ બાલ્યાવસ્થાના પિતા ગુરૂ છે; તે પિતાએ સર્વ સાધન કરી શકાય એવો દેહ આપ્યો, અને જન્મ્યા પછી પણ તેને પોશી મોટો કર્યો, તથા વ્યવહારિક સર્વસામગ્રી આપી ઉપકાર કર્યો માટે તે ગુરૂ કહેવાય છે; પણ તે પિતાગુરૂએ દેહ આપી પુત્રને સંસારના દુ:ખમાં નાંખ્યો માટે તે અંધારી રાત્રિના પહેલા પહોરના સમાન ગુરૂ ગણાય છે. બીજી પૌગંડ અવસ્થાનો કુલગોર ગુરૂ છે, તે કુલગુરૂ અનેક કર્મના અધિકારી બનાવી વર્ણાશ્રમ પ્રમાણે કર્મ કરાવી તેના બંધનમાં નાખે છે; માટે તે અંધારી રાત્રિના બીજા પહોર સમાન ગુરૂ ગણાય છે, ત્રીજી કિશોર અવસ્થાનો વિદ્યા આપનાર ગુરૂ છે, તે વિદ્યાગુરૂએ વિદ્યાભણાવી પણ અજ્ઞાન નાશક સદ્વિદ્યા ન ભણાવી, તેથી તે વિદ્યાભિમાનાદિકરૂપ અજ્ઞાનના બંધનમાં નાખનાર છે; માટે તે અંધારી રાત્રિના ત્રીજા પહોરસદૃશ ગુરૂ કહેવાય છે. ચોથી યુવાવસ્થાનો મંત્ર આપનાર ગુરૂ છે, તે મંત્રદેવાવાળા ગુરૂ કાન ફુંકીને પોતાના મતવાડામાં લાવીને બીજા દેવોમાં દ્વેષબુદ્ધિ કરાવી આડે અવળે માર્ગે અથડાવે છે, તથા શિષ્યનાં ધનાદિક હરણ કરે છે; તેથી તે ગુરૂને અંધારી રાત્રિના ચોથા પહોર સમાન કહેલો છે, એ ચાર ગુરૂઓતો ઉલટા અવિદ્યારૂપ અંધકારમાં નાંખે છે;–અને આત્મશ્રેય–કલ્યાણ–થવા દેતા નથી. પાંચમી વૃદ્ધા-વસ્થાના આત્માને ઓળખાવનાર બ્રહ્મવેત્તાગુરૂ છે; તે પાંચમા બ્રહ્મવિત્ જ્ઞાનદાતા ગુરૂતો ઉત્તમ આત્મજ્ઞાન આપી સંસારબંધન કાપી, નિજસ્વરૂપ

प्रातर्भजेऽहमचलं हि चिदादिवर्ण-
स्त्वां पूज्यदेव तु गुरोश्चरणानुरक्तः ॥
प्रातःपठन्ति सुजनाः सततं शुभं ये ।
गच्छन्ति ते त्वजपदं स्तवनं हि नित्यम् ॥५॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्यश्रीमन्माधवानन्दपूज्यपादशिष्य-चिदानन्दस्वामिना विरचितं श्रीसद्गुरुप्रातःस्मरणस्तोत्रं सम्पूर्णम् ॥

હે પ્રસિદ્ધ પૂજ્યદેવ ! અચળ એવા તમને, હું શ્રીગુરૂદેવના ચરણકમલોમાં અનુરક્ત ( પ્રીતિવાળો ) અને ચિદ્ આદિવર્ણ છે જેના નામમાં એવો ચિદાનંદ નામા ભિક્ષુ: નિરંતર પ્રાત:કાલમાં ભજું છું. જે સજ્જનો આ પ્રસિદ્ધ શુભ સ્તવનનું નિરંતર પ્રાત:કાલમાં પઠન કરે છે, તે અવિનાશી અજન્માપદ (મોક્ષપદ) ને નિશ્ચય પામે છે. (૫)

ઇતિ શ્રીસદ્ગુરૂ પ્રાત:સ્મરણસ્તોત્રં સંપૂર્ણં.



---

ઓળખાવી સંસાર સાગરમાંથી (અવિદ્યા અંધકારમાંથી) મુક્ત કરે છે; માટે તે પાંચમા જ્ઞાનવૃદ્ધ બ્રહ્મવેત્તાસદ્ગુરૂ, અંધારી રાત્રીના ચાર પહોરના અંધકારને નાશકરનાર પ્રભાતના પહોરસમાન પ્રકાશરૂપ છે; જેથી અજ્ઞાન અંધકારમાં નાખનારા ચાર ગુરૂઓનાપણ ગુરૂ છે. અર્થાત્ પાંચમા બ્રહ્મવેત્તા જ્ઞાનવૃદ્ધગુરૂ અજ્ઞાનરૂપ ચાર પહોરની અંધારી રાત્રિના અંધકારને નાશકરનાર સૂર્યસમાન સ્વયંપ્રકાશ છે; માટે મૂળ શ્લોકમાં તે પાંચમા શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્ગુરૂદેવને સર્વગુરૂઓના સદ્ગુરૂ કહેલા છે.



हरिः ॐ ॥

# ❀ श्री कैवल्योपनिषत् ॥

मङ्गलाचरणम् ।

**ब्रह्मविद्यागुरून्नत्वा भक्त्या च मंत्रदं गुरुम् ।**
**कैवल्योपनिषद्व्याख्यामातनोमि यथामति ॥१॥**

શ્રીબ્રહ્મવિદ્યાના આચાર્યોને તથા તારકમંત્રના આપવાવાળા શ્રીસદ્‌ગુરુદેવને ભક્તિવડે નમસ્કાર કરીને હું મારી બુદ્ધિ અનુસાર શ્રીકૈવલ્યોપનિષત્‌ની વ્યાખ્યાને વિસ્તારૂં છું. ૧.

ઉપનિષદ્‌ના આરંભમાં આ શાંતિપાઠ ભણાય છેઃ—×

**ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।**
**तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै ॥**
**ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

---

❀ આ ઉપનિષદ્‌ના વિચારથી ચતુષ્ટય સાધન સંપન્ન મુમુક્ષુ કેવલ ભાવને એટલે અંતરાત્માથી અભિન્ન પરમાત્મભાવને પામે છે; તેથી આ ઉપનિષદ્‌નું નામ કૈવલ્ય ઉપનિષત્ છે.

× આ ઉપનિષદ્‌ને કોઇ કૃષ્ણયજુર્વેદીય કહે છે, અને કોઈ આથર્વણીય કહે છે; જેથી આદિમાં કૃષ્ણયર્વેદીય શાંતિ પાઠ ભણેલો છે, અને અંતમાં આથર્વણીય શાંતિ પાઠ ભણવામાં આવેલો છે.

(ॐ) ॐकार शांन्तिपाठना आदिमां ब्रह्मवाचक-मंगळसूचक शब्द छे. (सः) वेदना रहस्यरूप उपनिषद्‌मां जणावेला जे परमेश्वर छे ते प्रसिद्ध परमात्मा (ह) निश्चय (नौ) अमारुं बन्नेनु-आचार्यशिष्यनु (अवतु) पालन करो; अथात् उपनिषत् प्रकाशित परमेश्वर, विद्याना स्वरूपना प्रकाशवडे एटले ब्रह्मविद्याना उपदेशना सामर्थ्यथी तथा विद्याग्रहणुना सामर्थ्यथी अमारुं-आचार्य शिष्य--बन्नेनुं रक्षण करो. वळीः-तेज परमेश्वर (सह नौ) अमने -आचार्यशिष्यने साथे (भुनक्तु) विद्याफळ द्यो; अथात् ते परमेश्वर अमारा-आचार्य शिष्यना-हृदयमां ब्रह्मविद्याना फळने साथे धारण करो. (सह) अमो शिष्य आचार्य बन्ने साथे परस्पर मळीने (वीर्यं) वीर्यने एटले विद्याकृत सामर्थ्यने (करवावहै) संपादन करीए; अर्थात् शिष्य आचार्य अमो बन्ने साथे आत्मविद्याथी उद्‌भवतुं शोकमोहादिकना अभावरूप सामर्थ्यने संपादन करीए. (नौ) अमे-आचार्य शिष्य बन्नेए (अधीतं) जे अध्ययन करेलुं छे, ते अध्ययन (तेजस्वि) अतिशय वीर्यवाळुं-सामर्थ्यवाळुं (अस्तु) थाओ. अथवाः-(तेजस्विनौ) वीर्यवान् अमो बन्नेनु-आचार्य शिष्यनु (अधीतं अस्तु) अध्ययन ते सफळ एटले अर्थज्ञान योग्य थाओ. अमो आचार्य शिष्य बन्नो प्रमादकृत अन्यायवडे अध्यापन अध्ययनकृत दोष प्रयुक्त परस्पर (विद्विषावहै) द्वेष करीए (मा) नहिं. (ॐ) ॐकार शब्द परमात्मानो वाचक छे, एटले मंगल अर्थे छे. (शान्तिः शान्तिः शान्तिः) अमोने शांति थाओ, शांति थाओ, शांति थाओ, अहीं 'शान्तिः' पदनु त्रणुवार उच्चारण छे ते, आध्यात्मिक आधिभौतिक अने आधिदैविक तापोना प्रशमन माटे परमकृपाळु परमेश्वर प्रति संप्रार्थना छे.

ભગવતી શ્રુતિ માતાની પેઠે સુખની પ્રતિપત્તિને અર્થે તથા બ્રહ્મવિદ્યાવિષે આસ્તિક્યપણાનો ઉદ્ભવ કરાવવાને વાસ્તે, ઋગ્વેદાચાર્ય આશ્વલાયન મુનિને અભિમુખી કરી આખ્યાયિકાને પ્રકટ કરે છેઃ—

પ્રથમ બે મંત્રવડે શ્રીઆશ્વલાયન મુનિ બ્રહ્મનું જ્ઞાન સંપાદન કરવા વાસ્તે બ્રહ્મા પાસે ગયા તે, તથા બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવા કરેલી તેમની પ્રાર્થના, અને તેમણે કહેલું બ્રહ્મવિદ્યાનું માહાત્મ્ય કહેવાય છેઃ—

**ॐ ॥ अथाश्वलायनो भगवन्तं परमेष्ठिनं परिसमेत्योवाच ॥१॥**

(ॐ) સગુણ નિર્ગુણાત્મક પરમાત્મવાચક ૐકાર મંગળાર્થે છે. (अथ) વિવેક, વૈરાગ્ય, શમદમાદિ ષટ્ સંપત્તિ, અને મુમુક્ષુતા એ ચતુષ્ટય સાધન સંપત્તિથી અનંતર (आश्वलायनः) ઋગ્વેદાચાર્ય આશ્વલાયન મુનિ, (भगवन्तं) સમગ્ર ઐશ્વર્યવાન્ એવા ભગવાન્ (परमेष्ठिनं) સર્વોત્કૃષ્ટ સત્યલોક નિવાસિ બ્રહ્મા પ્રત્યે (परिसमेत्य) "समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठं।" એ મુંડક શ્રુત્યનુસાર વિધિપૂર્વક સમીપ શરણે આવીને (उवाच) બ્રહ્મવિદ્યા જાણવાની ઇચ્છાથી બોલ્યાઃ—(૧).

**अधीहि भगवो ब्रह्मविद्यां वरिष्ठां**
**सदा सद्भिः सेव्यमानां निगूढाम् ।**
**ययाऽचिरात्सर्वपापं व्यपोह्य**
**परात्परं पुरुषं याति विद्वान् ॥२॥**

(भगवः) સમગ્ર ધર્મ, સમગ્ર જ્ઞાન, સમસ્ત વૈરાગ્ય, સંપૂર્ણ ઐશ્વર્ય, સમગ્ર યશઃ, અને સમગ્ર શ્રીસંપન્ન એવા હે ભગવાન!

(सद्भिः) દેહાદિકમાં આત્મત્વ બુદ્ધિ શૂન્ય એવા સત્પુરૂષોએ (सदा) નિરંતર (सेव्यमानां) અંતઃકરણમાં સેવન કરાતી, અર્થાત્ શ્રવણ મનન અને નિદિધ્યાસનથી અનુભવ કરાતી, અને (निगूढां) અતિશય ગૂઢ, તથા (वरिष्ठां) અત્યંત શ્રેષ્ઠ એવી (ब्रह्मविद्यां) દેશ કાલ વસ્તુ પરિચ્છેદ શૂન્ય એવું જે બ્રહ્મ, તે બ્રહ્મ સંબંધિની વિદ્યા, એટલે આત્મસ્વરૂપનું જ્ઞાન તેને (अधीहि) મ્હારા ઉપર અનુગ્રહ કરવાને અર્થે ભણો, અર્થાત્ મ્હને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપો. (यया) જે બ્રહ્મવિદ્યાના બોધવડે (विद्वान्) 'હુંજ બ્રહ્મસ્વરૂપ છું' એ પ્રકારનો સાક્ષાત્કારવાન્ એટલે આત્માના અપરોક્ષ જ્ઞાનવાળો પુરૂષ (अचिरात्) અલ્પસમયમાં (सर्वपापं) નિખિલદુ:ખના કારણભૂત અજ્ઞાન સંસ્કારાદિકને, અર્થાત્ સર્વ અનર્થોના મૂલભૂત અવિદ્યાનો તથા તેના કાર્યભૂત મલ વિક્ષેપ આવરણાદિ દોષોનો (व्यपोह्य) વિનાશ કરીને (परात्परं) સર્વ જગત્ના કારણભૂત માયાથી ઉત્કૃષ્ટ એવા (पुरुषं) પરિપૂર્ણ સ્વયંપ્રકાશસ્વરૂપ પરંબ્રહ્મને (याति) સંપ્રાપ્ત થાય છે; અર્થાત્ બ્રહ્મીભૂત થાય છે. (૨).

હવે ભગવાન્ બ્રહ્માજીએ આશ્વલાયન પ્રતિ જે ઉપદેશ કર્યો તે કહેવાય છે:—

**तँस्मै स होॅवाच पितामहश्च**
**श्रँद्धाभक्तिध्यानयोगादवैहि ॥३॥**

ઉપર પ્રમાણે શિષ્યભાવે અભ્યર્થના કરતાં (सः) તે સર્વજ્ઞ ગુરૂ (पितामहः) બ્રહ્મા (च) પણ (ह) પ્રસિદ્ધ (तस्मै) બ્રહ્મવિદ્યાના અર્થી એવા પોતાના શિષ્ય આશ્વલાયન પ્રતિ (उवाच) બોલ્યા:–[બ્રહ્મવિદ્યાનો સાક્ષાત્ ઉપદેશ કરવાને અશક્ય છે; કેમકે તેના અર્થરૂપ

બ્રહ્મ મનવાણીથી જાણી શકાય નહીં એવું છે, જેથી પ્રથમ તેનાં સાધનો કહે છે. ] હે શિષ્ય ! (श्रद्धाभक्तिध्यानयोगात्) શ્રદ્ધા-વેદ શાસ્ત્ર અને શ્રીગુરૂના વચનોમાં આસ્તિક્ય બુદ્ધિ, भक्तिः-ભજન, અને ध्यानं-વિજાતીય પ્રત્યયશૂન્ય સજાતીય પ્રત્યયપ્રવાહ, એ ત્રણના યોગથી (अवैहि) તમે બ્રહ્મવિદ્યાને જાણો. (૩)

હવે શ્રદ્ધાભક્તિ અને ધ્યાનયોગ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં જેમ કારણ છે, તેમ સન્યાસપણ બ્રહ્મવિદ્યાની સંપ્રાપ્તિમાં કારણ છે, એ વાત કહે છેઃ—

**न कर्मणा न प्रजया धनेन**
**त्यागेनैके अमृतत्वमानशुः ॥४॥**

શ્રદ્ધાભક્તિ અને ધ્યાનયોગની પેઠે સંન્યાસપણ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં સબલ કારણ છે એવા અભિપ્રાયથી વિશેષ કહે છે કેઃ- (एके) મુખ્ય સંપ્રદાય પ્રવર્તક મહાત્માઓ (कर्मणा) શ્રોતસ્માર્ત્ત-કર્મોથી (न) શુદ્ધ બ્રહ્મભાવને નથી પામ્યા, અને (प्रजया) પુત્રપૌત્રાદિક પ્રજાએ કરીને (न) નથી પામ્યા; તથા (धनेन) દેવ અને મનુષ્ય સંબંધી ધનાદિક સંપત્તિવડે પણ (न) બ્રહ્મભાવને નથી પામ્યા. પરંતુ (त्यागेन) નિખિલ શ્રૌતસ્માર્ત્તકર્મના પરિત્યાગરૂપ પરમહંસાશ્રમે કરીને (अमृतत्वं) મરણધર્મરહિતપણાને-બ્રહ્મભાવને (आनशुः) પામ્યા છે. [ શ્રોતસ્માર્ત્તકર્મ કરવાથી, પુત્રપૌત્રાદિક પ્રજાથી, કે દેવમનુષ્યાદિક સંબંધિ વિત્તેકરીને અપરોક્ષ આત્મજ્ઞાન થતું નથી; કેમકે તે તે ઉપાયોથી ચિત્તશુદ્ધિદ્વારા પરોક્ષજ્ઞાન થાય છે, કેવળ શ્રૌતસ્માર્ત્તકર્મના પરિત્યાગરૂપ સંન્યાસે કરીને અપરોક્ષ બ્રહ્મજ્ઞાન સંપાદન કરાય છે. ] ૪.

હવે અપરોક્ષ બ્રહ્મભાવની પ્રાપ્તિ સર્વકર્મના પરિત્યાગરૂપ સંન્યાસથી થાય છે તે વાત સ્ફુટ કરીને કહે છે:-

**परेणनाकं निहितं गुहायां**
**विभ्राजते यद्यतयो विशन्ति ॥५॥**

( परेणनाकं ) સુખનું વિરોધિ દુઃખ જેમાં વિદ્યમાન નથી એવા સ્વર્ગથી પણ ઉત્કૃષ્ટ, અથવા નિરતિશય આનંદ સ્વરૂપ એવું, અને (गुहायां) બુદ્ધિરૂપી ગુહામાં (निहितं) રહેલું (यत्) જે બ્રહ્મ (विभ्राजते) સ્વયંપ્રકાશતાથી પ્રકાશે છે; તેના પ્રત્યે (यतयः) બ્રહ્મસાક્ષાત્કાર સંપન્ન સંન્યાસિઓ (विशन्ति) અભેદભાવે પ્રવેશ કરે છે. (૫).

હવે યતિઓનાં વિશેષણો કહે છે:—

**वेदान्तविज्ञानसुनिश्चितार्थाः संन्यास-**
**योगाद्यतयः शुद्धसत्वाः ।**
**ते ब्रह्मलोकेषु परान्तकाले**
**परामृतात्परिमुच्यन्ति सर्वे ॥६॥**

(वेदान्तविज्ञानसुनिश्चितार्थाः) વેદોના મહાવાકયોજન્ય ‘ હું બ્રહ્મ છું ’ એ પ્રકારના વિજ્ઞાનમાં જેઓનું સુદૃઢ પ્રયોજન છે એવા, અને (संन्यासयोगात्) ઉલટી થયેલાં અન્નની અને કાગવિષ્ટાની પેઠે આલોક પરલોકના સમસ્ત ભોગની અભિલાષાના પરિત્યાગ પૂર્વક સંપૂર્ણ કર્મના ત્યાગરૂપ સંન્યાસ યોગથી (शुद्धसत्वाः) રાગદ્રેષાદિ કષાયરહિત-નિર્મળઅંતઃકરણવાળા (यतयः) યતિઓ [કદાચ બ્રહ્મલોકાદિકની ઇચ્છા વા અન્ય કોઈ પ્રતિબંધ વેશથી આ વર્ત્તમાન શરીરમાં સ્વાત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકતા નહોય તો] (ते)

તેઓ (सर्वे) સર્વ સંન્યાસિઓ (ब्रह्मलोकेषु) બ્રહ્મલોકમાં (परान्तकाले) કાર્યબ્રહ્મના દ્વિપરાર્ધ આયુષ્યના અંતસમયે (परामृतात्) અમરણ ધર્મશીલ ઉત્કૃષ્ટ અવ્યાકૃતથી–માયાથી–(परिमुच्यन्ति) વિમુક્ત થાય છે-વિદેહમુક્તિને પામે છે. *(૬).

હવે સાતમા મંત્રથી અગીઆરમા મંત્ર સુધી બ્રહ્મજ્ઞાનની અવાપ્તિને અર્થે ધ્યાનોપાસન કરનારને ધ્યાનયોગની સંસિદ્ધિ વાસ્તે દેશ, આસન, શરીરસ્થિતિ, તથા અન્ય કર્ત્તવ્યને અને ફળાદિકને કહે છે:—

**विविक्तदेशे च सुखासनस्थः**
**शुचिः समग्रीवशिरःशरीरः ।**
**अत्याश्रमस्थः सकलेन्द्रियाणि**
**निरुध्य भक्त्या स्वगुरुं प्रणम्य ॥७॥**

(विविक्तदेशे) જ્યાં મનુષ્યાદિકથી થતી ઉપાધિઓ ન હોય એવા પવિત્ર એકાંત પ્રદેશમાં (च) તથા અવ્યાકુળ સમયમાં (सुखासनस्थः) સુખકારી–ઉદ્વેગ નહિ કરનારા, એટલે દર્ભ (કુશા) ઉપર મૃગચર્મ અને તે ઉપર ઊનના વસ્ત્રનું આસન બીછાવી, તે ઉપર સિદ્ધ પદ્મ સ્વસ્તિકાદિ કોઇપણ આસનમાં સ્થિતિ કરી બેઠેલો, અને તેથીજ (समग्रीवशिरःशरीरः) જેનાં ગ્રીવા, શિરસ્ અને શરીર સરલ–સમાન–છે એવો, અને (शुचिः) અંતર્બહિર શૌચ-વાળો–પવિત્ર, તથા (अत्याश्रमस्थः) બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, કુટીચક, બહૂદક અને હંસોથી પણ અધિક એવા પરમહંસાશ્રમમાં સ્થિતિવાળો સંન્યાસી (सकलेन्द्रियाणि) મનસહિત અખિલ જ્ઞાને-

* યદિ પ્રતિબંધ હોયજ નહિ તો આ જન્મમાંજ વિદેહ કૈવલ્યમુક્તિને પામે છે.

ન્દ્રિયો અને કર્મેન્દ્રિયોને (निरुध्य) સ્વસ્વવિષયોમાં પ્રવર્ત્તથતી અટકાવીને (भक्त्या) ઇશ્વરભાવથી વા ઇશ્વરથીપણ અધિક સમજી ભક્તિવડે (स्वगुरुं) તત્ત્વમસ્યાદિ મહાવાકયોના અર્થનો પ્રબોધ કરનારા પોતાના શ્રીસદ્દગુરૂદેવને (प्रणम्य) પ્રેમપૂર્વક પ્રણામ કરીને:-(૭)

**हृत्पुण्डरीकं विरजं विशुद्धं**
**विचिन्त्य मध्ये विशदं विशोकम् ।**
**अचिन्त्यमव्यक्त मनन्तरूपं**
**शिवं प्रशातममृतं ब्रह्म योनिम् ॥८॥**

(विरजं) અનર્થકારક રજોગુણાદિક રહિત, અને (विशुद्धं) રાજસ્ તામસ્ ગુણોજન્ય રાગદ્વેષાદિ સમસ્ત દોષરહિત એવા (हृत्पुण्डरीकं) પંચચ્છિદ્રાદિ વિશેષણયુક્ત હૃદયકમલને (विचिन्त्य) વિશેષતાથી ચિંતવી (मध्ये) તે હૃદયકમલની મધ્યે (विशदं) શુદ્ધસ્ફટિક મણિ-સમ નિર્મળ, (विशोकं) શોકજન્ય દુઃખોથી રહિત-આનંદાત્મક, (अव्यक्तं) શબ્દાદિ અશેષ વિષય શૂન્ય હોવાથી ઇંન્દ્રિયોથી સ્પષ્ટ ન જણાય એવું, અને તેથીજ (अचिन्त्यं) મન વાણીથી અગોચર, (अनन्तरूपं) દેશકાલ વસ્તુ પરિચ્છેદશૂન્ય એવું, (शिवं) કલ્યાણસ્વરૂપ (प्रशान्तं) અવિદ્યાદિ દોષરહિત-વિક્ષેપાદિ રહિત-અતિ શાંત, (अमृतं) ત્રિકાળાબાધ્ય-મરણધર્મરહિત, અર્થાત્ નિરતિશયાનંદ સ્વરૂપ એવું, (ब्रह्म) સર્વથી અધિક વા પરિપૂર્ણ, અને (योनिं) જગત્ જન્માદિકારણભૂત જે પરમાત્મસ્વરૂપ; તથા:-(૮).

**तमोदिमध्यान्त विहीनमेकं**
**विभुं चिदानन्दमरूपमद्भुतम् ।**

उमासहायं परमेश्वरं प्रभुं
त्रिलोचनं नीलकण्ठं प्रशान्तम् ॥९॥

(एकं) અદ્વિતીય, અને તેથીજ (आदिमध्यान्तविहीनं) ઉત્પત્તિ સ્થિતિ અને લય રહિત એટલે જાયતે, અસ્તિ, વર્ધતે, વિપરિણમતે, અપક્ષિયતે અને વિનશ્યતિ એ ષડ્ વિકારવર્જિત; (विभुं) વ્યાપક વા સમર્થ, (चिदानन्दं) ચૈતન્ય અને આનંદસ્વરૂપ–સ્વયંપ્રકાશ નિરતિશય સુખસ્વરૂપ, (अरूपं) ચિદાનંદ વ્યતિરિક્તસ્વરૂપ રહિત, અર્થાત્ જેનું કોઈ રૂપ નથી, એટલે નીલ પીત શ્યામ ગૌરાદિ રૂપરંગવિહીન, અને તથીજ (अद्भुतं) આશ્ચર્યકારક એવા, તથા (उमासहायं) ઉમા એટલે બ્રહ્મવિદ્યા, તે કામાદિ ચોરોથી રક્ષા કરવામાં સહાયક છે જેને એવા, (त्रिलोचनं) સ્વયંપ્રકાશત્વથી વિરાટ્ હિરણ્યગર્ભ અને ઇશ્વર એ ત્રણ અથવા સૂર્ય ચંદ્ર અને અગ્નિ એ ત્રણ લોચનવાળા, (नीलकण्ठं) કંઠવત્ ચિદેકદેશમાં તમો અજ્ઞાન વર્ત્તવાથી અથવા વિષરૂપ માયાના પાનથી શ્યામ છે કંઠ જેનો એવા, તથા (प्रशान्तं) પુનઃ ઉત્થાન સંસ્કાર વર્જિત–અત્યંત શાંત એવા, (प्रभुं) સમર્થ (परमेश्वरं) પરમાત્મા (तं) તેમનું:–૯.

[ આ ધ્યાનયોગના પ્રસંગમાં નિર્ગુણ નિરાકાર પરંબ્રહ્મના ધ્યાનવિષે અશક્ત ચિત્તવાળા મંદ અધિકારિ પુરૂષને ઉક્ત નવમા મંત્રના ઉત્તરાર્ધથી સગુણ પરમેશ્વરનું ધ્યાન કહેલું છે, એમપણ અર્થ થઇ શકે છેઃ-(उमासहायं) ઉમા જે ભવાની–પાર્વતી જેના ડાબા અંગમાં ઉત્તમ યુવતીરૂપે સ્થિત છે એવા, (त्रिलोचनं) સૂર્ય ચંદ્ર અને અગ્નિ એવાં ત્રણ નેત્ર છે જેને એવા, (नीलकण्ठं) સમુદ્ર મથન સમયે ઉદ્ભવેલા હળાહળ વિષના પાનથી જેમને કૃષ્ણકંઠ

છે એવા, (प्रशान्तं) વદન ઇન્દ્રિયાદિક જેમનાં નિરંતર પ્રસન્ન છે, અર્થાત્ જેમનું અંતઃકરણ સદાશાંત-શીતળ છે એવા, (प्रभुं) સમર્થ (परमेश्वरं) મહેશ્વર–સદાશિવનું ધ્યાન કરે. આ રીતે સગુણ પરમેશ્વરના ધ્યાને કરીને જ્યારે યોગીનું મન ધ્યેયાકાર અચળ સ્થિર થાય છે, ત્યાર પછી તે યોગીને નિર્ગુણના ધ્યાનાભ્યાસથી આત્મસાક્ષાત્કાર થાય છે. ] (૯).

**ध्यात्वा मुनिर्गच्छति भूतयोनिं**
**समस्तसाक्षिणं तमसः परस्तात् ॥**
**स ब्रह्मा स शिवः सेन्द्रः**
**सोऽक्षरः परमः स्वराट् ॥१०॥**

( ध्यात्वा ) ધ્યાન કરીને–સાક્ષાત્કાર–અપરોક્ષ–કરીને ( मुनिः ) મનનશીલ યોગી (भूतयोनिं) આકાશાદિ મહાભૂત અને તેના કાર્યભૂત સર્વ પ્રપંચના કારણરૂપ, તથા (समस्तसाक्षिणं) સર્વજીવોની બુદ્ધિઓના સાક્ષિભૂત, અને ( तमसःपरस्तात् ) આવરણ અને વિક્ષેપરૂપ બે શક્તિવાળી અવિદ્યાથી પર, અર્થાત્ બન્ને શક્તિવાળી અવિદ્યાના લેશમાત્રપણ સંબંધથી રહિત એવા પરમાત્માને (गच्छति) પામે છે. ( હવે જ્ઞાન દશામાં સર્વ આત્મારૂપ છે એમ કહે છે:–) (सः) અવિદ્યાથી પર નિર્વિશેષરૂપ જે પરમાત્મા છે તેજ (ब्रह्मा) પ્રથમ શરીરી હિરણ્યગર્ભ છે. (सः) તેજ પરમેશ્વર (शिवः) મંગળસ્વરૂપ સદાશિવ છે. (सः) તેજ (इन्द्रः) ત્રિલોકીપતિ છે. (सः) તેજ (अक्षरः) અવિનાશી છે. (परमः) તેજ સર્વોત્કૃષ્ટ, અને ( स्वराट् ) તેજ સ્વયંપ્રકાશ છે. (૧૦)

**स एव विष्णुः स प्राणः स कालाग्निः स चन्द्रमाः ।**
**स एव सर्वं यद्भूतं यच्च भाव्यं सनातनं ज्ञात्वा**
**तं मृत्यु मत्येति । नान्यः पन्था विमुक्तये ॥११॥**

(सः) અવિદ્યાથી પર નિર્વિશેષ સ્વરૂપ જે પરમાત્મા છે તે (एव) જ (विष्णुः) શંખ ચક્ર ગદા પદ્મધારી નારાયણ છે. (सः) તેજ (प्राणः) પ્રાણ અપાનાદિ પંચવૃત્તિરૂપ પ્રાણ છે. (सः) તેજ (कालाग्निः) કાલરૂપી વૈશ્વાનર અગ્નિ છે. તથા (सः) તેજ (चद्रमाः) આહ્લાદકારી શશાંક છે. વળી (यत्) જે (भूतं) ભૂતકાલમાં થયેલું, અને (यत्) જે (भाव्यं) ભવિષ્યત્ કાલમાં થવાનું, તથા (च) ચકારથી વર્ત્તમાન કાલમાં સ્થિતિવાળું પણ (सर्वं) સમગ્ર (सः) તે પરમાત્મા (एव)જ છે. (सनातनं) અનાદિસિદ્ધ સદ્રૂપ પરંબ્રહ્મ પણ તેજ છે. તેથી (त) ઉક્ત સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિ: સ્વરૂપ તે પરમાત્મતત્વને (ज्ञात्वा) 'अहं ब्रह्मास्मि' હું બ્રહ્મસ્વરૂપ છું એમ અભેદ ભાવથી સાક્ષાત્કાર કરીને, તે મનનશીલ યોગી (मृत्युं) સંસ્કાર સહિત અવિદ્યા અને તેના કાર્યભૂત જન્મમરણાદિકને (अत्येति) અતિક્રમણ કરી જાય છે; અર્થાત્ મૃત્યુંનું ઉલ્લંઘન કરીને કૈવલ્યભાવને પામે છે. (विमुक्तये) વિદેહ કૈવલ્ય મુક્તિને અર્થે (अन्यः) અદ્વિતીય પરમાત્માના જ્ઞાનથી વ્યતિરિક્ત (पन्थाः) માર્ગ (न) નથી. (૧૧)

હવે જ્ઞાનવડેજ પરંબ્રહ્મની અવાપ્તિ થાય છે એમ જણાવે છે:-

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।**
**संपश्यन्ब्रह्म परमं याति नान्येन हेतुना ॥१२॥**

જે પુરૂષ આત્મજ્ઞાનના પ્રભાવથી (सर्व भूतस्थं) નિખિલ સ્થાવર જંગમાત્મક ભૂત ભૌતિક પદાર્થોમાં (आत्मानं) અસ્મત્પ્રત્યય

વ્યવહાર યોગ્ય આત્માને અધિષ્ઠાનરૂપે, (च) અને (आत्मनि) અહં પ્રત્યય યોગ્ય આનંદાત્મક આત્માવિષે (सर्व भूतानि) અખિલ સ્થાવર જંગમાત્મક ભૂતાદિકને અધ્યસ્ત રૂપે (संपश्यन्) સંશય વિપર્યય વિના સમ્યક્ અવલોકે છે, અર્થાત્ જે અધ્યસ્ત અને અધિષ્ઠાનનો નિઃસંદેહ અભેદ કરીને સાક્ષાત્કાર કરે છે; તે પુરૂષ (ब्रह्म) દેશ કાલ વસ્તુ પરિચ્છેદ રહિત (परमं) ઉત્કૃષ્ટ પરમાત્માને (याति) પામે છે. (अन्येन) ઉક્ત પ્રબોધથી અન્ય કોઇપણ (हेतुना) હેતુથી–ઉપાયવડે (न) વિમુક્તિ નથી. (૧૨).

યદિ ઉપરોક્ત પ્રકારનું જ્ઞાન ન થાય તો તેના ઉત્પાદન વાસ્તે ઉપાય કહે છે:—

**आत्मानमरणिं कृत्वा प्रणवं चोत्तरारणिम् ।**
**ज्ञाननिर्मथनाभ्यासात्पाशं दहति पण्डितः ॥१३॥**

(पण्डितः*) 'હું બ્રહ્મ છું' એ પ્રકારની બુદ્ધિને પ્રાપ્ત થયેલો વિદ્વાન્ પુરૂષ (आत्मानं) અંતઃકરણને (अरणिं) મંત્ર સંસ્કૃત વહ્નિ જનક કાષ્ટરૂપ નીચેની અરણિ (च) અને (प्रणवं) ૐકારને (उत्तरारणिं) વહ્નિ જનક કાષ્ટરૂપ ઉપરની અરણિ (कृत्वा) કરીને (ज्ञाननिर्मथनाभ्यासात्) હું સર્વાત્મક છું એવા જ્ઞાનનું યુક્તિઓ સહિત જે વિલોડન કરવું, તે મથનથી વારંવાર આવૃત્તિરૂપ અભ્યાસથી ઉત્પન્ન થયેલા 'अहंब्रह्मास्मि' હું બ્રહ્મસ્વરૂપ છું, એ પ્રકારના સાક્ષાત્કાર જ્ઞાનાગ્નિએ કરીને (पाशं) આત્માના બંધનરૂપ અજ્ઞાન રજ્જુ રચિત અહંમમાદિ સાંસારિક ગ્રંથિને (दहति) ભસ્મીભૂત કરે છે. (૧૩)

---

* पण्डाऽहं ब्रह्मास्मीति बुद्धिस्तामितः प्राप्तः सपण्डितः ॥

આ અસંગ ઉદાસીન અને અદ્વિતીય આત્માને સાંસારિક પાશ શી રીતે સંભવે ? એમ શંકા થતાં તેના સમાધાનમાં કહે છે:-

**स एव मायापरिमोहितात्मा**
**शरीरमास्थाय करोति सर्वं ।**
**स्त्रियान्नपानादि विचित्रभोगैः**
**स एव जाग्रत्परितृप्तिमेति ॥१४॥**

(सः) ઉપરોક્ત અસંગ ઉદાસીન જે આનંદાત્મા, તે (एव)જ (मायापरिमोहितात्मा) અવિદ્યા આવરણ વિક્ષેપકારી શક્તિઓવડે સર્વભણીથી મોહિત થયેલો, એટલે પોતાનું આનંદસ્વરૂપ વિસ્મૃત થયેલો સ્વસ્વરૂપાત્મા (शरीरं) સ્થૂલાદિ ત્રિવિધ ભેદ વડે કરીને ભિન્ન એવા મનુષ્યાદિ કલેવરને (आस्थाय) હું દેવ છું, હું મનુષ્ય છું, હું પશુ છું, ઇત્યાદિ અભિમાનવડે ભલીપ્રકારથી સ્વીકાર કરીને, અર્થાત્ જીવપણું પામીને (सर्वं) સમસ્ત વ્યવહારને (करोति) કરે છે. એટલે નાના પ્રકારનાં વ્યાપારવાળાં કર્મો કરે છે અને તેનાં ફળો ભોગવે છે. તથા (सः) માયા થકી સ્વસ્વરૂપને વિસ્મરણ થયેલો તે (एव)જ મૂઢાત્મા (स्त्रियान्नपानादिविचित्रभोगैः) મનોનુકૂળા યુવતીઓ અને મનોહર અન્નપાન વસ્ત્ર આચ્છાદનાદિક વિચિત્ર ભોગોવડે કરીને (जग्रत्) ઇન્દ્રિયોવડે શબ્દાદિ બાહ્ય વિષયોની ઉપલબ્ધિરૂપ ક્રિયા કરતો થકો (परितृप्तिं) ચો તરફથી વિષયસુખજન્ય સુખ દુઃખ મિશ્રિત તૃપ્તિને (एति) પ્રાપ્ત થાય છે. (૧૪)

**स्वप्ने स जीवः सुखदुःखभोक्ता**
**स्वमायया कल्पितविश्वलोके ।**

**सुषुप्तिकाले सकले विलीने**
**तमोऽभिभूतः सुखरूपमेति ॥ १५ ॥**

(सः) તેજ (जीवः) વિવિધ વિષયવાસના યુક્ત જીવાત્મા (स्वप्ने) ઇન્દ્રિયોની ઉપરામતારૂપ સ્વપ્નાવસ્થામાં (स्वमायया) આત્માનું અજ્ઞાન, તથા આત્માનું વિપરીતજ્ઞાન–આત્માને દેહ પ્રાણાદિ-રૂપ જાણવો તે, એ પ્રકારની પોતાની માયાવડે (कल्पितविश्वलोके) વાસના કલ્પિત વિશ્વલોકમાં એટલે સ્વપ્નમાં પ્રતીતથતા જગત્માં (सुखदुःखभोक्ता) હું સુખી, હું દુ:ખી, એમ સુખદુ:ખનો ભોક્તા થાય છે. [ અહીં 'स्वमायया कल्पितविश्वलोके' એ પાઠથી જેમ સ્વપ્ન-લોક કલ્પિત છે તેમ જાગ્રત લોક પણ કલ્પિત છે, વાસ્તવ સત્ય નથી; એ અર્થ સૂચન કરે છે. ] (सुषुप्तिकाले) સુષુપ્તિકાલમાં (सकले) સમગ્ર નામરૂપાત્મક પ્રપંચનો (विलीने) સ્વકારણરૂપ અજ્ઞાનમાં લય થયે સતે (तमोऽभिभूतः) અજ્ઞાનાવૃત જીવાત્મા (सुखरूपं) સ્વયં-પ્રકાશ આનંદ સ્વરૂપને (एति) પામે છે. સુષુપ્તિ અને મોક્ષમાં સ્વરૂપસુખની અવાપ્તિ તો સમાન છે; પરંતુ વિશેષતા એટલી છે કે:–સુષુપ્તિમાં આવરણ સહિત સુખની પ્રાપ્તિ છે, જેથી પુન: ઉત્થાન થાય છે; અને મોક્ષદશામાં આવરણાદિકની નિવૃત્તિપૂર્વક સુખની પ્રાપ્તિ છે, જેથી પુન:ઉત્થાન નહિં; એટલો ફેર જાણવો.(૧૫)

**पुनश्च जन्मान्तरकर्मयोगा**
**त्स एव जीवः स्वपिति प्रबुद्धः ।**
**पुरत्रये क्रीडति यश्च जीव**
**स्ततस्तु जातं सकलं विचित्रम् ॥ १६ ॥**

આનંદાત્મસ્વરૂપને પામીને (पुनः) ફરીથી (च) પણ (जन्मान्तरकर्मयोगात्) પૂર્વ જન્મોના કર્મયોગથી (सः) સુષુપ્તિમાં આનંદસ્વરૂપને પામેલો એવો તે (एव) જ (जीवः) જીવાત્મા (स्वपिति) સ્વપ્નાવસ્થાને પામે છે. અથવા (प्रबुद्धः) સુષુપ્તિ અવસ્થામાંથી જાગ્રત દશાને પામે છે. ( હવે જીવ બ્રહ્મની ઐક્યતાને પ્રબોધી તેનાથીજ જગત્ સર્વ ઉદ્ભવેલું છે એમ કહે છેઃ-) (पुरत्रये) જાગ્રતાદિ ત્રણ અવસ્થાઓમાં અથવા સ્થૂલ સૂક્ષ્મ અને કારણરૂપ ત્રણ શરીરોમાં (यः) જે (जीवः) જીવાત્મા (क्रीडति) વિહાર કરે છે. (च) અહીં ચકાર નિશ્ચયાર્થવાચક છે, તે પ્રબોધન કરે છે કેઃ-વિવેક વૈરાગ્યાદિક તથા શ્રવણ મનનાદિક સાધનોનું અનુષ્ઠાન કરી, સ્થૂલાદિ શરીરોમાં ક્રીડા કરનારો જીવાત્મા, સ્વસ્વરૂપ ભૂત આત્માનો સાક્ષાત્કાર થવાથી તુરીય એટલે ત્રણ અવસ્થાઓથી પર ચિન્માત્ર પરિશિષ્ટ રહે છે; જેથી સ્થૂલાદિ ત્રણ શરીરોમાં અથવા જાગ્રતાદિ ત્રણ અવસ્થાઓમાં વિહાર કરનારો જીવજ તુરીય છે અન્ય નહીં. માટે (ततः) તે જીવાભિન્ન તુરીયરૂપ આત્માથી (तु)જ (सकलं) નિખિલ (विचित्रं) નાના પ્રકારનું નામરૂપ ક્રિયાત્મક જગત્ (जातं) ગંધર્વનગરની પેઠે ઉત્પન્ન થયેલું છે. (૧૬).

**आधारमानन्दमखण्ड बोधं**
**यस्मिँल्लयं याति पुरत्रयं च ॥१७॥**

(यस्मिन्) જેને વિષે (पुरत्रयं) જાગ્રતાદિ ત્રણ અવસ્થાઓ વા સ્થૂલાદિ ત્રણ શરીરો, અને (च) અન્ય સર્વપણ (लयं) વિનાશને (याति) પામે છે. તે (आधारं) જેમ અધ્યસ્ત એવાં સર્પ, જળધારા, બલીવર્દના મૂત્રનો રેલો, માલા, પૃથ્વીની ફાટ, વડની મૂળી

આદિકના આધાર–અધિષ્ઠાન ભૂત–રજ્જુ છે; તેમ અધ્યસ્ત એવાં અખિલ વિશ્વોનું આધાર એટલે અધિષ્ઠાન ભૂત એવું અને (आनन्द) નિરતિશય આનંદ સ્વરૂપ, તથા (अखण्डबोधं) એક સ્વયં પ્રકાશતાજ જેનો સ્વભાવ છે એવું તુરીય–આત્મ સ્વરૂપ છે. (૧૭).

હવે બ્રહ્મમાંજ આ નામરૂપ ક્રિયાત્મક સર્વ જગત્ કલ્પાય છે એમ જણાવે છે.

**एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ।**
**खं वायु र्ज्योतिरापश्च पृथिवी विश्वस्य धारिणी ॥१८॥**

(एतस्मात) આ પુરત્રયાદિકના અધિષ્ઠાનભૂત બુદ્ધિનાદ્રષ્ટાથી (प्राणः) ક્રિયાશક્તિવાળો પ્રાણ, (मनः) જ્ઞાન શક્તિવાળું અંતઃકરણ, (सर्वेन्द्रियाणि) સર્વજ્ઞાનેન્દ્રિયો કર્મેન્દ્રિયો, (च) દેહાદિકપણ, (खं) શબ્દગુણવાળું આકાશ, (वायुः) વાયુ (ज्योतिः) તેજ, (आपः) જલ, (च) અને (विश्वस्य) સ્થાવર જંગમાત્મક સમસ્ત વિશ્વને (धारिणी) ધારણ કરનારી (पृथिवी) પૃથ્વી (जायते) ઉત્પન્ન થાય છે. (૧૮)

હવે મહાવાક્યના અર્થને કહે છેઃ—

**यत्परं ब्रह्म सर्वात्मा विश्वस्यायतनं महत् ।**
**सूक्ष्मात्सूक्ष्मतरं नित्यं तत्त्वमेव त्वमेव तत् ॥१९॥**

(यत्) જે (परं) ઉત્કૃષ્ટ (ब्रह्म) દેશકાલ વસ્તુ પરિચ્છેદ શૂન્ય (सर्वात्मा) સર્વપ્રાણીઓના આત્મારૂપ, (विश्वस्यायतनं) સર્વકાર્ય કારણના આધાર ભૂત, (महत्) મહાનથી મહાન્ (सूक्ष्मात्सूक्ष्मतरं) અણુપરિમાણુથી પણ અતિશય અણુ, અને (नित्यं) અવિનાશી એવા પરમાત્મા છે (तत्) તે પરમાત્મા (त्वं) હે આશ્વલાયન! ત્વં

પદાર્થના લક્ષ્યરૂપ તું (एव) જ છે. [ અહીં શિષ્યને અસંભાવના થાય કે:-બ્રહ્મ તો મ્હારાથી અન્ય છે; કેમકે તે બ્રહ્મ તો કર્ત્તૃત્વાદિ ધર્મથી રહિત અને સર્વજ્ઞ છે, અને હું તો કર્ત્તૃત્વ ભોક્તૃત્વાદિ વિશેષ ધર્મવાળો અને અલ્પજ્ઞ છું માટે હું બ્રહ્મથી અત્યંત ભિન્ન છું; એમ શંકા થયે કહે છે:-] (त्वं) તું (एव)જ (तत्) તત્પદાર્થના લક્ષ્યરૂપ છું. ( હે શિષ્ય ! તને કર્ત્તા ભોક્તાપણું અવિદ્યાએ કરીને છે; વસ્તુત: તુંજ સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિ: પરબ્રહ્મરૂપ છે, અન્ય નહીંજ.) (૧૯).

હવે બ્રહ્માત્મૈક્ય જ્ઞાનનું ફળ કહે છે:—

**जाग्रत्स्वप्नसुषुप्त्यादि प्रपंचं यत्प्रकाशते ।**
**तद्ब्रह्माहमिति ज्ञात्वा सर्वबन्धैः प्रमुच्यते ॥२०॥**

(जाग्रत्स्वप्नसुषुप्त्यादिप्रपञ्चं) જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાને, તથા વિશ્વ, તૈજસ્ અને પ્રાજ્ઞ, તથા વિરાટ્ હિરણ્યગર્ભ અને ઈશ્વર એ વ્યષ્ટિ સમષ્ટિના અભિમાનિઓને, તથા સ્થૂલ, સુક્ષ્મ અને કારણાદિ વ્યષ્ટિ સમષ્ટિ શરીરોને, તથા અન્ય સ્થાવર જંગમાત્મક સમસ્ત પ્રપંચને (यत्) જે સ્વયં જ્યોતિ: સ્વરૂપ (प्रकाशते) પ્રકાશ કરે છે. (तत्) તે (ब्रह्म) સત્ય-જ્ઞાન-આનંદ અને અનંતાદિ લક્ષણવાળું બ્રહ્મ (अहं) હું ચિદાનંદાત્મા છું. (इति) એ પ્રકારે (ज्ञात्वा) સાક્ષાત્કાર કરીને [ જ્ઞાની પુરૂષ ], (सर्वबन्धैः) અહં મમાદિકાર્ય સહિત મૂલાજ્ઞાનરૂપ સમગ્ર બંધનોથી (प्रमुच्यते) વિમુક્ત થાય છે. (૨૦)

હવે પોતાનું(આત્માનું)સર્વપ્રપંચથી વિલક્ષણપણું દેખાડે છે:-

**त्रिषु धामसु यद्भोग्यं भोक्ता भोगश्च यद्भवेत् ।**

**तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोऽहं सदाशिवः ॥२१॥**

(त्रिषु) જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા રૂપ (धामसु) સ્થાનો વિષે (यत्) જે (भोग्यं) ભોગવવા યોગ્ય સ્થૂલ સૂક્ષ્મ અને આનંદ સ્વરૂપ પ્રસિદ્ધ વિષયો તથા (भोक्ता) વિશ્વ તૈજસ્ અને પ્રાજ્ઞ, તથા વૈશ્વાનર હિરણ્યગર્ભ અને ઇશ્વર, જે ભોગવનારા ભોક્તાઓ (च) અને (यत्) જે (भोगः) સ્થૂલ સૂક્ષ્મ અને આનંદ વિષયાકાર વૃત્તિઓરૂપ પ્રસિદ્ધ ભોગો (भवेत्) છે; (तेभ्यो) તે જાગ્રતાદિ અવસ્થાઓથી, તેમજ તે અવસ્થામાં સ્થિત એવી ભોક્તાભોગ્ય અને ભોગ એ સર્વ ત્રિપુટીઓ થકી (विलक्षणः) અત્યન્ત વિલક્ષણ એવો (साक्षी) સદા સન્નિધિ માત્રથી વિશ્વના દ્રષ્ટા, (चिन्मात्रः) ચૈતન્ય એકરસ અને (सदाशिवः) નિત્ય કલ્યાણ સ્વરૂપ મહેશ્વર (अहं) હું છું. (૨૧).

પોતાનું સર્વપ્રપંચથી વિલક્ષણ પણું કહીને હવે પોતાને (આત્માને) જગત્‌ની ઉત્પતિ સ્થિતિ અને લયાદિકનું કારણપણું પ્રબોધન કરે છેઃ-

**मय्येव सकलं जातं मयि सर्वं प्रतिष्ठितं ।**
**मयि सर्वं लयं याति तद्ब्रह्माद्वयमस्म्यहं ॥२२॥**

(मयि) બ્રહ્મથકી અભિન્ન એવા મ્હારામાં (एव)જ (सकलं) નિખિલ નામરૂપ ક્રિયાત્મક ભૂતભૌતિક જગત્ (जातं) વિવર્ત્તરૂપે ઉત્પન્ન થયેલું છે; તથા (मयि) આત્મસ્વરૂપ મ્હારાવિષેજ (सर्वं) ભૂતભૌતિક સમસ્ત પ્રપંચ (प्रतिष्ठितं) સ્થિતિ કરીને રહેલું છે; તેમજ (मयि) ચિદાનંદ સ્વરૂપ મ્હારા વિષેજ (सर्वं) સમગ્ર જગત્

(लयं) વિનાશને (याति) પામે છે. (तत्) તે (अद्वयं) અદ્વિતીય-જ્ઞાતા જ્ઞાન અને જ્ઞેય એવા ભેદ થકી રહિત-એક (ब्रह्म) દેશકાલ વસ્તુ પરિચ્છેદ શૂન્ય પરમાત્મા (अहं) હું (अस्मि) છું. (૨૨).

## इति प्रथमः खण्डः ॥१॥

પંચ ભૂતાત્મક પ્રપંચની ઉત્પત્તિ સ્થિતિ અને ધ્વંસના કારણપણાથી બ્રહ્મને જગદાકારતાવડે વિકારીપણું પ્રાપ્ત થાય છે; એમ શંકા થતાં તેના અતિ દુર્બોધ સ્વરૂપના કથનવડે તેનું વારણ કરે છે:—

**अणोरणीयानहमेव तद्व-**
**न्महानहं विश्वमिदं विचित्रम् ।**
**पुरातनोऽहं पुरुषोऽहमीशो**
**हिरण्मयोऽहं शिवरूपमस्मि ॥१॥**

(अणोरणीयान्) અણુ પરિમાણુથી પણ અતિશય અણુ, એટલે અત્યન્ત સૂક્ષ્મતર, (अहं) હું (एव) જ છું. (तद्वत्) તેવીજ રીતે (महान्) સર્વથકી અધિકપણુ (अहं) હું જ છું. [ ત્યારે જેમ અણુ અને મહત્ પદાર્થોનો ભેદ છે તેમ મ્હારાવિષે પણ ભેદ હશે ? એવી શંકા થયે કહે છે કે:-] (इदं) આ (विचित्रं) અવિદ્યા સહિત વિવિધ નામરૂપક્રિયાવાળું ભૂતભૌતિકાત્મક વિચિત્ર (विश्वं) જગત્ માત્ર હું * છું; મ્હારાથી અન્ય કોઇપણ છેજ નહિં. [ ત્યારે જગત્‌થી અભિન્ન એવા ત્હને જગત્‌ની પેઠે આધુનિકપણું હશે ? એમ આશંકા થતાં કહે છે:-] (पुरातनः) જેમ રજ્જુમાં આધુનિક

* પાછળનું 'अहं'(હું છું) પદ 'દેહલી દીપક' ન્યાયથી જોડી લેવું.

કલ્પેલા સર્પ જળધારાદિકથી અભિન્ન એવી રજ્જુ ચિરંતની છે, તેનીજ પેઠે મ્હારામાં (આત્મામાં) આધુનિક કલ્પેલા જગત્થી અભિન્ન એવો પુરાતન (अहं) હું છું. (पुरुषः) વાસ્તવથી પરિપૂર્ણ (अहं) હુંજ છું. [અવિદ્યા દશામાં] (ईशः) સર્વનો નિયંતા–ઈશ્વર હું છું. તથા (हिरण्मयः) જ્ઞાન પ્રચુર આદિત્યસ્થ એવો સર્વ કાર્ય કારણાત્મા (अहं) હું છું. અને (शिवरूपं) મંગળસ્વરૂપ બ્રહ્મ હુંજ (अस्मि) છું. (૧).

" नारायणोऽहं पुरुषः शिवोऽहं
ब्रह्माहमस्मि सकलोऽहमस्मि ।
पूर्णोऽहमस्मि पुरुषोऽहमस्मि
ज्ञानो हमस्मि सत्योऽहमस्मि ॥ "

(पुरुषः) પુરુષોત્તમ રૂપ (नारायणः) ભગવાન્ નારાયણ (अहं) હું છું. (शिवः) કલ્યાણાત્મક મહેશ્વર (अहं) હું છું. (ब्रह्मा) બ્રહ્મા (अहं) હું (अस्मि) છું. (सकलः) સ્થાવર જંગમાત્મક સર્વ પ્રપંચ (अंह) હું (अस्मि) છું. (पूर्णः) સર્વવ્યાપક (अंह) હું (अस्मि) છું. (पुरुषः) પરિપૂર્ણ પરાત્મા અંતરાત્મા (अहं) હું (अस्मि) છું. (ज्ञानः) જ્ઞાનરૂપ પરબ્રહ્મ (अहं) હું (अस्मि) છું. (सत्यः) ભૂત ભવિષ્યત્ અને વર્ત્તમાન, એ ત્રણે કાલમાં જેનો નાશ ન થાય એવા પરમાત્મા (अहं) હું (अस्मि) છું [ આ મંત્ર ક્ષેપક છે. ].

હવે સર્વકરણ સહિત આત્માની સર્વજ્ઞતાને કહે છેઃ—

अपाणिपादोऽहमचिन्त्यशक्तिः
पश्याम्यचक्षुः स शृणोम्यकर्णः ।

अहं विजानामि विविक्तरूपो
न चास्ति वेत्ता मम चित्सदाऽहम् ॥२॥

(अपाणिपादः) હાથ પગ વગેરે કર્મેન્દ્રિય રહિત (अहं) હું છું; પરન્તુ (अचिन्त्यशक्तिः) જેની શક્તિ જાણવામાં નથી આવતી એવો છું; અર્થાત્ કર્મેન્દ્રિયોથી રહિત છતાં પણ લેવું દેવું જવું આવવું વગેરે ક્રિયાઓનો કરનાર છું. તથા (अचक्षुः) ચક્ષુ ઇન્દ્રિય રહિત થકો હું (पश्यामि) સર્વ વિશ્વને જોઉં છું. (सः) તે દૃષ્ટા (अकर्णः) કર્ણેન્દ્રિયહીન થકો હું (शृणोमि) શ્રવણ કરૂં છું; અર્થાત્ જ્ઞાનેન્દ્રિયોથી વિહીન છતાં પણ દર્શનાદિક ક્રિયાઓનો કરનાર છું. તથા (विविक्तरूपः) બુદ્ધિ આદિકથી પૃથક્ રૂપ એવો (अहं) હું (विजानामि) વિવિધ પ્રપંચને જાણું છું; અર્થાત્ મન બુદ્ધિ આદિકથી રહિત છતાં પણ સંકલ્પ વિકલ્પ તથા નિશ્ચય વગેરેનો હું કરનાર છું, અને તેમનો પ્રકાશક પણ હું છું. (मम) મ્હારો (वेत्ता) જ્ઞાતા (अस्ति) છે (च)જ (न) નહિં; અર્થાત્ કેવળ આત્મસ્વરૂપ એવા મ્હને બુદ્ધિ આદિક કોઇપણ જાણી શકતાં નથી. (अहं) હું (सदा) સર્વદા (चित्) સ્વયં પ્રકાશ જ્ઞાન સ્વરૂપ છું. (૨).

હવે સર્વશાસ્ત્ર પ્રતિપાદ્ય આત્માનું અવિકારી સ્વરૂપ દર્શાવે છેઃ—

वेदैरनेकैरहमेव वेद्यो
वेदान्तकृद्वेदविदेव चाहम् ॥ ३ ॥

( अनेकैः ) ઋગાદિ અનેક ( वेदैः ) વેદોએ (वेद्यः) પ્રતિપાદન કરવા યોગ્ય (अहं) હું (एव)જ છું. (वेदान्तकृत् ) વેદાન્ત-શારીરિક સૂત્રાદિકના કર્ત્તા વ્યાસાદિરૂપ, અને (वेदवित् ) વેદોના જ્ઞાતા, અર્થાત સર્વ વેદ શાસ્ત્રાદિકની વિદ્યાનો જાણનાર (अहं) હું (एव) જ છું.

(च) 'ચ' શબ્દથી અનેક તપઃ સંપન્નપણુ હું જછું, અથાત્ સર્વ વિભૂતિઓ રૂપ હુંજછું. (૩).

**न पुण्यपापे मम नास्ति नाशो**
**न जन्मदेहेन्द्रिय बुद्धि रस्ति ।**
**न भूमिरापो मम वह्निरस्ति**
**न चानिलो मेऽस्ति न चाम्बरं च ॥४॥**

(मम) મ્હારે (पुण्यपापे) પુણ્ય અને પાપ (न) નથી. તથા મ્હારો (नाशः) વિનાશ (नास्ति) નથી. મ્હારે (जन्म) જન્મ, (देहेन्द्रियबुद्धिः) દેહ, ઈન્દ્રિયો, અને બુદ્ધિ (अस्ति) છે (न) નહિં (मम) મ્હારે વિષે (भूमिः) પૃથ્વી (आपः) જળ (वह्निः) અગ્નિ (अस्ति) છે (न) નહિં. તથા (अनिलः) વાયુ, અને (च) વાયવીય કાર્યપણુ (न) નથી. (मे) મ્હારે વિષે (अम्बरं) આકાશ (अस्ति) છે (न) નહિં. (च) પ્રથમ ચકારથી આકાશાદિ કાર્ય, અને (च) દ્વિતીયચકારથી કથન કરેલા સર્વ પદાર્થોથી અતિરિક્ત નહિ કથન કરેલા એવા સર્વ પદાર્થોપણ મ્હારામાં નથીજ. (૪).

હવે ઉપરોક્ત પ્રકારે આત્મસ્વરૂપના જ્ઞાતાને થનારૂં ફળ કહે છે:-

**एवं विदित्वा परमात्मरूपं**
**गूहाशयं निष्कलमद्वितीयम् ।**
**समस्त साक्षिं सदसद्विहीनं**
**प्रयाति शुद्धं परमात्मरूपम् ॥५॥**

(एवं) ઉપરોક્ત પ્રમાણે (गुहाशयं) બુદ્ધિરૂપી ગુફામાં રહેલા (निष्कलं) પ્રાણ, શ્રદ્ધા, આકાશ, વાયુ, જ્યોતિઃ, જળ, પૃથ્વી, ઇન્દ્રિયો,

મનઃ, અન્ન, વીર્ય, તપઃ, મંત્રો, કર્મ, લોક, અને નામ, એ પ્રશ્નોપનિષત્ ઉક્ત ષોડશકલા રહિત, (अद्वितीयं) સજાતીય વિજાતીય વસ્તુ શૂન્ય (परमात्मरूपं) ઉત્કૃષ્ટ આત્મસ્વરૂપને (विदित्वा) જ્ઞાત્વા–જાણીને (समस्तसाक्षिणं) સર્વના સાક્ષિરૂપ (सदसद्विहीनं) ભાવાભાવ રહિત (शुद्धं) શુદ્ધ (परमात्मरूपं) પરમાત્મ સ્વરૂપને (प्रयाति) પામે છે. (૫)

ઉપરોક્ત પરમાત્મસ્વરૂપને ઉપલબ્ધ કરવાને અર્થે અશક્ત એવા અશુદ્ધ અંતઃકરણવાળા પુરૂષના અંતઃકરણની શુદ્ધિવાસ્તે ઉપાય કહે છેઃ—

**यः शतरुद्रियमधीते सोऽग्निपूतो भवति । स वायुपूतो भवति । सुरापानात्पूतो भवति । ब्रह्महत्यायाः पूतो भवति । सुवर्णस्तेयात्पूतो भवति । कृत्याकृत्यात्पूतो भवति । तस्मादविमुक्तमाश्रितो भवत्यत्याश्रमी सर्वदा सकृद्वा जपेत् । अनेन ज्ञानमाप्नोति संसारार्णवनाशनं । तस्मादेवं विदित्वैनं कैवल्यं पदमश्नुते । कैवल्यं पदमश्नुते ॥६॥**

(यः) અશુદ્ધ અંતઃકરણ હોવાથી બ્રહ્માત્મૈક્ય જ્ઞાન સંપાદન કરવામાં અશક્ત થયેલો એવો જે મુમુક્ષુપુરૂષ, [અંતઃકરણની શુદ્ધિને અર્થે] (शतरुद्रियं) 'नमस्ते' એ મંત્ર છે આદિમાં જેને એવા રૂદ્રાધ્યાયનું (अधीते) નિરંતર અધ્યયન કરે છે; (सः) તે શતરૂદ્રિયનો પાઠ કર્ત્તા પુરૂષ (अग्निपूतः) શ્રૌતસ્માર્ત અગ્નિઓવડે પવિત્ર કરેલો (भवति) છે. (सः) તે મુમુક્ષુ (वायुपूतः) વાયુથી પવિત્ર થયેલો (भवति) છે. (सुरापानात्) તે મદિરાપાનરૂપ મહાપાતક દોષથી (पूतः)

પવિત્ર થયેલો (भवति) છે; અર્થાત્ તે મનુષ્યનો શતરૂદ્રિયના પાઠ કરવાથી સુરાપાનરૂપ મહાપાતક દોષ પણ નિવૃત થાય છે. (ब्रह्महत्यायाः) બ્રહ્મહત્યારૂપ મહાપાતકથી (पूतः) તે પવિત્ર (भवति) થાય છે; અર્થાત્ તે મનુષ્ય રૂદ્રાધ્યાયના પઠનથી બ્રહ્મહત્યારૂપ મહાપાતક દોષથી મુક્ત થાય છે. (सुवर्णस्तेयात्) સુવર્ણની ચોરી રૂપ મહાપાતક દોષથી (पूतः) તે પવિત્ર (भवति) થાય છે; એટલે તે શતરૂદ્રિયનું અધ્યયન કરનારો સુવર્ણની ચોરી રૂપ મહાપાતક દોષથી મૂકાય છે. (कृत्याकृत्यात्) બુદ્ધિ પૂર્વક કરેલાં પાપથી અને અબુદ્ધિપૂર્વક કરેલાં અજ્ઞાતપાપથી (पूतः) તે પાવન (भवति) થાય છે. (तस्मात्) તે શતરૂદ્રિયના અધ્યયનથી (अविमुक्तं) શાસ્ત્રોક્ત આચારથી રહિત એવા જે પશુઓ તે પશુઓથી વ્યતિરક્ત એવા પશુપતિ-સદાશિવનો (आश्रितः) આશ્રય કરવાવાળો [ તે પુરૂષ ] (भवति) થાય છે. માટે (अत्याश्रमी) ચતુર્થાશ્રમી-પરમહંસ (सर्वदा) નિરંતર-અનેકવાર (वा) અથવા (सकृत्) દિન દિન પ્રત્યે એકવાર પણ (जपेत्) શતરૂદ્રિયનો પાઠ કરે. (अनेन) આ રૂદ્રાધ્યાયના જપ વડે કરીને (संसारार्णवनाशनं) સંસાર સમુદ્રને શોષણ કરનાર (ज्ञानं) 'अहंब्रह्मास्मि' હું બ્રહ્મ સ્વરૂપ છું એ પ્રકારના બ્રહ્માત્મૈક્ય જ્ઞાનને (आप्नोति) ભલી પ્રકારથી પ્રાપ્ત થાય છે. [ તાત્પર્યાર્થ કે:-'नमस्ते' એ મંત્ર છે આદિમાં જેને એવા રૂદ્રાધ્યાયના અધ્યયનથી અંતઃકરણનાં સમગ્ર પાપનાશ પામે છે, અને ત્યાર પછી શુદ્ધ થયેલા હૃદયમાં પૂર્વમંત્રોમાં કથન કરેલા ધ્યાનયોગનો અભ્યાસ કરતાં મુમુક્ષુ પુરૂષને આત્માજ્ઞાનનો અપરોક્ષ અનુભવ થાય છે; જેથી રૂદ્રાધ્યાયનો જપ પાપ નિવૃત્તિદ્વારા બ્રહ્મજ્ઞાનમાં હેતુ છે. ] (तस्मात्) તેથી (एवं) પૂર્વોક્ત પ્રકારે (एनं) પરમાત્માને (विदित्वा) સાક્ષાત્કાર

જાણીને (कैवल्यं) આત્મભાવરૂપ(पदं)સ્થાનને, અર્થાત્ સર્વ પુરૂષાર્થની પરિસમાપ્તિરૂપ વિદેહ મુક્તિને (अश्नुते) પામે છે. (कैवल्यं पदमश्नुते) કૈવલ્ય રૂપ પદને પામે છે. 'कैवलं' ઇતિપદનું પુનઃ ઉચ્ચારણ ઉપનિષદ્‌ની પરિસમાપ્તિને વાસ્તે છે. ૬.

## इति द्वितीयः खण्डः ॥ २ ॥

હવે ઉપનિષદ્‌ના અંતમાં શાંતિ પાઠ ભણાય છેઃ-

**ॐभद्रंकर्णेभिःश्रृणुयामदेवाः।भद्रंपश्येमाक्षिभिर्यजत्राः॥
स्थिरैरंगैस्तुष्टुवाꣳस स्तनूभि र्व्यशेम देवहितं यदायुः॥
ॐ स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्व वेदाः।
स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिःस्वस्तिनो बृहस्पतिर्द धातु॥**

**ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

ૐ મંગળ સૂચક છે. (देवाः) યજ્ઞોમાં ચરૂ અને પુરોડાશાદિક હવિષ્ વડે યજન કરવાને યોગ્ય એવા હે દેવો ! (कर्णेभिः) અમો અમારા કર્ણો વડે (भद्रं) ભજનીય-કલ્યાણવચન-નિર્વિશેષ બ્રહ્મપ્રતિપાદક વેદાન્ત સમૂહને (श्रृणुयाम) આપના કૃપા પ્રસાદથી શ્રવણ કરવાને અર્થે સમર્થ થઇએ; અર્થાત્ અમંગળ શ્રવણ કરવાનો વા બાધિર્યતાનો કદાચિત્ પણ સમય આપની કૃપાથી અમોને ન પ્રાપ્ત થાઓ. વળીઃ-(यजत्राः) બ્રહ્મવિદ્યાના શ્રવણથી આત્મધ્યાનાદિ શીલવાળા અમો (अक्षिभिः) આત્મીય ચક્ષુઓ વડે (भद्रं) ઉપદેષ્ટાઓના સ્વરૂપને તથા અન્ય મહાત્માઓના સ્વરૂપને, વા સગુણનિર્ગુણ પરમેશ્વરના સ્વરૂપને વા કલ્યાણને (पश्येम) દેખવાને સમર્થ થઇએ; અર્થાત્ આપના દયા પ્રસાદથી અમંગળ જોવાનો વા અમારાં નેત્રોનું અંધત્વ થવાનો સમય ન આવો. (स्थिरैः) તે

તે અભિમાની ઇંદ્રાદિ દેવોના કૃપા પ્રસાદ વડે સ્વસ્વ વિષયના વ્યાપાર શૂન્ય એવાં (अङ्गैः) હસ્ત પાદાદિ અંગોવડે (तनूभिः) સૂક્ષ્મ બ્રહ્મગોચર શ્રુતિઓથી (तुष्टुवांऽसः) સ્તવન કરનારા–બ્રહ્માનુસંધાન રૂપ સ્તુતિ કરનારા–અમો (देव) હે દેવો ! [ અહીં જાતિ અભિપ્રાયથી એક વચન છે. ] (हितं) નિરોગત્વાદિ ગુણ વિશિષ્ટ (यत्) જે (आयुः) ચિરજીવિત્વ, તેને અમો (व्यशेम) પામીયે; અથવા અમો (देवाहितं) પ્રજાપતિએ નિર્માણ કરેલું એકસો વર્ષનું વા એકસો સોળ વર્ષનું અથવા એકસો વીશ વર્ષનું (यदायुः) જે સંપૂર્ણ આયુષ્ય તેને (व्यशेम) અમો પામીયે.

ૐ ઉપનિષત્ પ્રતિપાદ્ય પરબ્રહ્મનું સ્મરણ કરાવે છે. (वृद्धश्रवाः) બૃહત્ કીર્ત્તિવાળા (इन्द्रः) દેવપતિ (नः) અમોને (स्वस्ति) કલ્યાણને પરિપૂર્ણ બ્રહ્માનંદને (दधातु) દ્યો–ધારણ કરો. (विश्ववेदाः) સર્વજ્ઞ (पूषा) સૂર્ય (नः) અમોને (स्वस्ति) અવિનાશ પણું (दधातु) દ્યો–આપો. (अरिष्टनेमिः) અકુંઠિત ગતિ છે જેની અર્થાત્ જેની ગતિ કોઇથી રોકી શકાય એવી નથી એવા (तार्क्ष्यः) ગરૂડ (नः) અમોને (स्वस्ति) કલ્યાણને–કુશળતાને (दधातु) આપો. (बृहस्पतिः) સુરાચાર્ય (દેવગુરૂ) (नः) અમોને (स्वस्ति) કલ્યાણને (दधातु) દ્યો–આપો. (ॐ) ૐકાર શબ્દ સમસ્ત ઉપનિષદ્‌ના અર્થરૂપ પરમાત્માનો સ્મારક છે. (शान्तिः शान्तिः शान्तिः) અમોને શાંતિ થાઓ, શાન્તિ થાઓ, શાન્તિ થાઓ. અહીં શાંતિ પદનું ત્રણવાર ઉચ્ચારણ છે, તે અધ્યયન કરનારાઓને બ્રહ્મવિદ્યા સંપાદન કરવામાં વિઘ્નકર્ત્તા આધ્યાત્મિક આધિભૌતિક આધિદૈવિક તાપોની નિવૃત્તિ કરવા વાસ્તે પરમ દયાળુ સચ્ચિદાનંદઘન પરમેશ્વર પ્રતિ અભ્યર્થના છે. ઇતિ.

**इति श्रीमाल्लविशाखोक्त कैवल्योपनिषत्समाप्ता ॥**



# श्रीभगवद्गीतापञ्चदशाध्यायमाहात्म्यम् ॥

ईश्वर उवाच.

प्रवक्ष्यामि विशालाक्षि तुहिनाचलकन्यके ।
गीतापञ्चदशाध्यायमाहात्म्यमवधारय ॥ १ ॥

શ્રીમહાદેવજી બોલ્યા:-હે વિશાલ નેત્રવાળી ! હે હિમાચલની કન્યા પાર્વતિ ! શ્રીભગવદ્ ગીતાના પંદરમા અધ્યાયના માહાત્મ્યને હું કહું છું, તેને નિશ્ચય કરો. ૧.

कृपाण नरसिंहोऽभून्नाम्ना गौडेषु भूपतिः ।
यस्यासिधारया संख्ये देवसंघाश्च धिक्कृताः ॥२॥

ગૌડ દેશોમાં ખડ્ગ તલવાર ધારી નરસિંહ નામા રાજા હતો; જેની તલવારની ધાર વડે યુદ્ધમાં દેવોનો સમુદાય પણ તિરસ્કારને પામેલો હતો. ૨.

यदीयमत्तमातंगदानदाराजलैरिला ।
निदाघेऽपि च सेहे तां रविसन्तापवेदनाम् ॥ ३ ॥

संक्रन्दनात्परित्रस्ता यदीयशरणं गताः ।
रेजिरे करिणो मत्ताश्चलन्तः पर्वता इव ॥ ४ ॥

**मत्तमातङ्ग चीत्कारप्रतिस्वनमिषादरात् ।**
**यस्य गोपायितुं शैला व्याहरन्ति कृपावतः ॥ ५ ॥**

જેના મત્તહાથીઓના ગંડસ્થલમાંથી ઝરતા મદની ધારાના જલવડે, પૃથિવી ગ્રીષ્મ ઋતુમાં પણ તે સૂર્યના સંતાપની વેદનાને સહન કરે છે. યુદ્ધમાં જેના યોદ્ધાઓ–વીરો–ના મ્હોટા શબ્દોથી બોલાવવા વડે ભારે ત્રાસ પામેલા, અને જેથી જેના શરણને પ્રાપ્ત થયેલા, મત્તવાળા હાથીઓ ચાલતા છતા પર્વતોની પેઠે શોભી રહ્યા છે. જે કૃપાવાન્‌ની રક્ષા કરવાને વાસ્તે મત્તહાથીઓની ચીશોના પ્રતિ શબ્દની પેઠે આદરથી પર્વતો શબ્દ કરી રહ્યા છે. ૩–૪–૫.

**यदीयधावत्तुरगखुरसंघातजर्जरम् ।**
**नाभूच्चित्रं कथंकारं गतखण्डं धरातलम् ॥ ६ ॥**
**यस्मिन्खड्गहतामित्रे समुद्धरति मेदनीम् ।**
**पुनरुज्जल्पयां चक्रे महाभाष्यं फणीश्वरः ॥ ७ ॥**

વળી જેના દોડતા અશ્વોની ખરીઓના સંઘાતથી જર્જરીભૂત થયેલી અને ખંડિત થયેલી પૃથ્વી કેમે કરીને પણ અદ્‌ભૂત આશ્ચર્ય પામતી–ન થઇ. જેણે ખડ્ગ વડે શત્રુઓનો નાશ કર્યે સતે પૃથ્વીનો પુનઃ ઉદ્ધાર કર્યો; જેમ ફણીશ્વર મહાભાષ્યને કથન કરવા લાગ્યા તેમ. ૬–૭.

**तस्याऽऽसीत्सैन्यपो धीमाञ्शस्त्रशास्त्रकलानिधिः ।**
**नाम्ना सरभभेरुण्डः प्रचण्डभुजमण्डलः ॥ ८ ॥**

**भाण्डागारेण तुरगैर्भटैर्वीररसोद्भवैः ।**
**समान एव भूभर्तुर्दुर्गैरत्यन्त दुर्गमैः ॥ ९ ॥**

તેનો સેનાપતિ મહાબુદ્ધિશાલી, શસ્ત્રશાસ્ત્રની કલાઓના નિધિરૂપ, અને પ્રચંડભુજાઓના મંડલવાળો સરભભેરૂંડ નામા હતો. તે ભંડાર વડે, ઘોડાઓ વડે, અને વીર રસોથી ઉદ્ભવેલા યોદ્ધાઓવડે, તથા અતિ મુશ્કેલાઇથી જવાય તેવા કિલ્લાઓવડે, પૃથ્વીના રાજાઓની સમાનજ હતો. ૮-૯.

**स कदाचित्स्वयं राज्यं कर्तुं पापो दधे मनः ।**
**निहत्य वसुधापालं बालात्साकं कुमारकैः ॥१०॥**
**कर्तुं व्ययस्य दिवसैः स्वल्पैरित्थं चिकीर्षया ।**
**साहसिकजनैर्मन्त्रं मंत्रयित्वा हृदि प्रभुः ॥११॥**
**विषूचिकामयादाशु परासुः समजायत ।**
**कालेनाल्पीयसा प्रेत्य पापात्मा तेन कर्मणा ॥१२॥**
**तेजस्वी तुरगो जातः सिन्धुदेशे कृशोदरः ।**
**मूल्येन बहुना क्रीत्वा हयतत्त्वविदा ततः ॥१३॥**
**बहु[illegible]त्नवता नीतः के[illegible]ना ॥१४॥**

તે સેનાપતિ કોઇ કાલમાં રાજકુમારો સહિત રાજાને બલથી મારી નાંખીને સ્વયં રાજ્ય કરવાને વાસ્તે પાપાત્મક એવું મન ધારવા લાગ્યો; પરંતુ સ્વલ્પ દિવસો વડે મારવાનો ઉદ્યોગ કરવાને અર્થે સાહસ કરનારા જનોદ્વારા મંત્રનું અનુષ્ઠાન કરીને, ઉપર પ્રમાણે રાજાનો નાશ કરવાની ઇચ્છાવડે હૃદયમાં સમર્થ એવો તે સેનાપતિ, વિષૂચિકા—કોલેરાની બીમારીથી શીઘ્ર ગતપ્રાણ થયો. થોડા

કાલે તે પાપાત્મા મરણ પામીને તે પાપકર્મવડે સિન્ધુ દેશ વિષે સ્વલ્પ ઉદરવાળો તેજસ્વી અશ્વ જન્મ્યો. ત્યાર પછી અશ્વના તત્ત્વોને જાણનારા અને બહુત યત્ન કરનારા, કોઇ વૈશ્યપુત્રે બહુ મૂલ્યવડે તેને ખરીદીને પ્રાપ્ત કર્યો. ૧૦-૧૧-૧૨-૧૩-૧૪.

**राजाऽपि पौत्र नप्त्राद्यैस्तस्यैव मरणात्परः ।**
**कालेन वृद्धतां प्राप्तः स्वराज्यं चापि पालयन् ॥१५॥**
**स वैश्यसूनुस्तं चाश्वं राज्ञे दातुं समागतः ।**
**राज्ञो द्वारास्थितस्तत्र प्रतीक्षंस्तत्समागमम् ॥१६॥**
**ज्ञातपूर्वोऽपि वैश्योऽसौ प्रतीहारेण दर्शितः ।**
**किमर्थं ब्रूहि राज्ञेति पृष्टः स्पष्टमभाषत ॥१७॥**

તે સરભ ભેરૂંડના મરણ થયા પછી, રાજાપણ પૌત્ર ભાણેજાદિદ્વારા પોતાના રાજની પાલના કરતો છતો કાલે કરીને વૃદ્ધતાને પ્રાપ્ત થયો. તે વૈશ્યપુત્ર તે અશ્વ રાજાને આપવા વાસ્તે આવ્યો, અને ત્યાં રાજાના સમાગમની રાહ જોતો છતો તે રાજાના દ્વારપર સ્થિત થયો. આ વૈશ્ય રાજાનો પૂર્વનો ઓળખાણવાળો છે, એમ સમજી દ્વારપાળે રાજાને દેખાડયો. એટલે રાજાએ પૂછ્યું કે:-શા પ્રયોજનને વાસ્તે આવ્યાછો તે કહો; ત્યારે વૈશ્ય રાજાપ્રત્યે સ્પષ્ટ બોલવા લાગ્યો. ૧૫-૧૬-૧૭.

**देव त्रिजगतीरत्न मिति मत्वा तुरङ्गमः ।**
**मयाऽऽनीयत मौल्येन बहुना साधुलक्षणः ॥१८॥**
**ततोऽवलोक्य वक्त्राणि भूपालः पार्श्ववर्त्तिनाम् ।**
**समादिदेश वणिजमश्वोऽत्राऽऽनीयतामिति ॥१९॥**

હે દેવ! ત્રિલોકમાં અશ્વોની જાતિમાં શ્રેષ્ઠ છે, એમ જાણીને ઉત્તમ ઉચિત લક્ષણવાળો અશ્વ બહુ મુલ્યવડે મેં આણ્યો છે. વૈશ્યનાં વચન સાંભળ્યા પછી સમીપવર્ત્તિઓના મુખો પ્રત્યે જોઇને રાજા વણિકને કહેવા લાગ્યાઃ–"અશ્વ અહીં લેઈ આવો ઈતિ" ૧૮-૧૯.

शिरांसि धूनयन्नॄणामश्व लक्षणवेदिनाम् ।
शूराणामथ चतांसि मुहुरुत्साहयन्महान् ॥२०॥
अखण्डमेदिनी वेगबहुसंक्रमणार्जितम् ।
ल ला फेनच्छलेनासौ वमञ्शुभ्रतरं यशः ॥२१॥
उच्चैःश्रवस्तुलां भेजे गुणसाम्येन तत्त्वतः ।
विवृण्वन्नातितेजश्च ह्रियेवाऽऽनतकन्धरः ॥२२॥
चामरै रिन्दुधवलैर्वीज्यमानो निरन्तरम् ।
दुग्धाम्भोनिधिलोलैः स्वैः श्वासैरुच्चःश्रवा इव ॥२३॥
नीलातपत्रयुगलघनच्छायातलश्रिया ।
बिभ्राणो वारिदालीढ[illegible]माद्रिशिखरश्रियम् ॥२४॥
मेदिनीमण्डलस्पर्शसंक्रान्तामिव पावक[illegible] ।
मुहुरुद्धारयन्धुन्वन्बन्धुरं कन्धरातट[illegible] ॥२५॥
ईरयन्वैरिणः सर्वान्व्याहरन्वै जयश्रियम् ।
हेषारवेण गुरुणा दिक्षु प्रख्यापयन्यशः ॥२६॥
सत्त्वस्य राशिरत्यु [illegible]र्गतीनामिव शेवधिः
रूपस्य निलयं साक्षाल्लक्षणानां पयो[illegible]धेः ॥२७॥

**आनीतो वणिजा वाजी राज्ञा च समदृश्यत ।**
**बहुधा वर्णितोऽमात्यैरश्वलक्षणवेदिभिः ॥२८॥**

વણિક તે ઘોડો લેવા ગયો. જુઓ કે ઘોડો, અશ્વોના લક્ષણના જ્ઞાતા મનુષ્યોના મસ્તકોને કંપાવતો છતો, અને શૂરાઓના ચિત્તોને વારંવાર અત્યન્ત ઉત્સાહ દેતો છતો, અને સમગ્ર પૃથ્વીપર બહુ જવાવડે વેગ સંપાદન કરતો, અને લાળફેનના મિષવડે આ શુભ્રતર યશને બહાર કાઢતો છતો, અને ગુણોની સમાનતાવડે તત્ત્વતઃ-મહત્ત્વથી-ઉચ્ચૈઃશ્રવા (ઇન્દ્રના અશ્વ)ની તુલનાને સેવન કરતો હતો. વળી અત્યન્ત તેજસ્વી, લજ્જા કરતો હોય તેમ નમાવેલી ગર્દન પસંદ કરતો છતો, અને ચંદ્ર સમાન શ્વેત ચામરોવડે, અને દુધના સમુદ્રની પેઠે પોતાના ચંચળ શ્વાસોવડે નિરંતર કુલીન ઇન્દ્રનો અશ્વજ હોય તેમ શોભતો હતો. તથા નીલ છત્રની જોડની ઘનછાયાતળની શોભાવડે, મેઘવડે જખમ કરેલા હિમાદ્રિના શિખરોની શોભાને ધારણ કરતો હતો. તથા અગ્નિ વા સૂર્યની પેઠે પૃથ્વી મંડલને સ્પર્શ કરતો ઉલ્લંઘન કરતો હતો. તથા ગ્રીવાને વારંવાર ઉંચી કરતો છતો રમણીય તાજને કંપાવતો હતો. તથા સંપૂર્ણ શત્રુઓના પ્રત્યે બોલતો છતો જયની શોભાને જાણે પ્રેરણા કરતો હતો. તથા હણહણવારૂપ મ્હોટા શબ્દોવડે દિશાઓમાં યશ પ્રસિદ્ધ કરતો હતો. તથા સત્ત્વના સમૂહરૂપ, અતિ ઉચ્ચ ગતીના ભંડારની પેઠે સાક્ષાત્ રૂપનું સ્થાન, અને લક્ષણોનો સમુદ્ર હતો. આ પ્રકારના લક્ષણો વાળો ઘોડો વણિકે આણ્યો; તે રાજાએ સારી પેઠે અવલોકન કર્યો; તેમ અશ્વનાં લક્ષણોના જાણનાર મંત્રીઓએ બહુ પ્રકારે ઘોડાનું વર્ણન કરી પ્રસંસા કરી. ૨૦-૨૧-૨૨-૨૩-૨૪-૨૫-૨૬-૨૭-૨૮.

यथेच्छं वणिजोदीर्णं स्वर्णं दत्त्वा महीपतिः ।
जग्राह तुरगं वेगादसीमानन्दनिर्भरः ॥२९॥
ततोऽश्वपालमाहूय भूपालस्तं निरूप्य च ।
विसर्जितसभा लोको गृ.न्तमगमन्नृपः ॥३०॥

ત્યારે તે રાજાએ વાણિયાની ઇચ્છાનુસાર ઘણુંજ સુવર્ણ આપીને, અવધિ રહિત અતિશય આનંદ યુક્ત થઇ વેગથી અશ્વને ગ્રહણ કર્યો. ત્યાર પછી અશ્વપાલને બોલાવીને રૂપગુણ વગેરેનું નિરૂપણ કરીને તે અશ્વ તેને સોંપ્યો; પછી સભાના લોકોને વિસર્જન કરી રાજા પોતાના ગૃહમધ્યે આવ્યા. ૨૯-૩૦.

अनेकधा समापृष्टो महीपालरणा.णे ।
शस्त्रव्रणाङ्कश्रेणी.षणं सत्त्वसंनिभम् ॥३१॥
एकदा मृगयां खेलन्कु.हलरसान्मनाः ।
तमारुह्य महीपालो वनं प्रति विवेश ह ॥३२॥
विसृज्य सैनिकान्पृ. धावतः परितोऽखिलान् ।
आ.ष्यमाणो हरिणैः पिपासा.लितोऽभवत् ॥
तत उत्तीर्य .रगाज्जलमन्वेषयन्नृपः ॥३३॥

વળી ખડ્ગથી શરીરપર પડેલા જખમના ચિન્હની પંક્તિઓ-રૂપ ભૂષણયુક્ત અને સત્ત્વ સદૃશ રાજાને, મહીપાલની યુદ્ધભૂમિમાં મનુષ્યોએ આ અશ્વના સંબંધમાં અનેક પ્રકારથી પૂછ્યું. ત્યાર પછી એક સમયે મૃગયા ખેલવામાં ઉત્કંઠાથવાવડે ભ્રાન્ત મનવાળો રાજા, તે અશ્વ ઉપર આરૂઢ થઇને વનપ્રત્યે પ્રવેશ કરવા લાગ્યો.

ત્યાં ચોતરફ દોડતા સમસ્ત સૈનિકોને પછવાડે ત્યજીને, હરિણો-દ્વારા આકર્ષણ થયેલો રાજા તેની પાછળ પાછળ ગયો, જેથી તૃષાવડે આકુલ વ્યાકુલ થયો; તેથી અશ્વઉપરથી ઉતરીને રાજા જલ શોધવા લાગ્યો, ૩૧-૩૨-૩૩.

**बद्धवाऽश्वं तरुशाखायामारुरोह शिलातलं ।**
**गीतापञ्चदशाध्याय श्लोकार्धं लिखितं नृपः ॥३४॥**
**पातितं मरुता तत्र पत्रखण्डे व्यलोकयत् ।**
**पत्रं वाचयतो राज्ञः श्रुत्वा गीताक्षरावलीम् ॥३५॥**
**ततो मुक्तिपदं लेभे तुरङ्गस्त्वरयाऽपतत् ।**
**ततो ग्रन्थिं समाच्छिद्य पल्याणमवतार्य च ॥३६॥**
**उत्थाप्यमानस्तुरगो राज्ञा नोत्थितवान्भुवः ।**
**कशाघातैर्बहुविधं ताडितोऽपि जडीकृतः ॥३७॥**
**ततः सरभभेरुण्डो नृपमानम्य सत्वरम् ।**
**दिव्यं विमानमारुह्य जगाम त्रिदशालयम् ॥३८॥**

રાજા અશ્વને વૃક્ષની શાખામાં બાંધીને જળ શોધવા શિલા-તલપર ચઢયો; તો ત્યાં વૃક્ષના પત્ર ખંડપર શ્રી ભગવદ્ગીતાના પંદરમાધ્યાયનો અર્ધો શ્લોક લખેલો પવનથી પડેલો રાજા જોવા લાગ્યો. રાજાએ પત્ર વાંચ્યો. ત્યાર પછી પત્રને વાંચનાર રાજાના મુખથી ગીતાના અક્ષરોની પંક્તિને શ્રવણકરીને, અશ્વ શીઘ્રતાથી પૃથ્વીપર પડી મુક્તિપદને પ્રાપ્ત થયો. ત્યારપછી રાજાએ ઘોડાને બાંધેલી ગાંઠ છેદી નાંખી, ઉપર નાંખલું પલાણ ઉતારી નાંખીને ઘોડો ઉઠાડવા પ્રયત્ન કર્યો; તથાપિ રાજાવડે પૃથ્વી ઉપરથી ઘોડો

ઉઠી શકયો નહિં. ચાબકના આઘાતવડે બહુ પ્રકારે તાડના કરી પણ અશ્વ જડીભૂતજ રહ્યો, કેમકે તે મૃતક થઈ ગયો હતો. ત્યાર પછી અશ્વરૂપ થઇ આવેલો સરભભેરૂંડ ત્વરાથી રાજાને ભલેપ્રકારે નમસ્કાર કરીને, દિવ્ય વિમાનપ્રત્યે આરૂઢ થઈને સ્વર્ગપ્રત્યે ગયો. ૩૪-૩૫-૩૬-૩૭-૩૮.

**ततो गिरिं समारुह्य ददर्शाऽऽश्रममुत्तमम् ।**
**पुंनागकदली[illegible]तनालिकेरसमन्वितम् ॥३९॥**
**द्राक्षेक्षुवाटिकापूगनागकेशर चम्पकम् ।**
**खेलत्कलभसारङ्ग नृत्यत्केकिकुलं नृपः ॥४०॥**
**प्रणिपत्य द्विजन्मान[illegible]टजाभ्यन्तर स्थितम् ।**
**पप्रच्छ परया भक्त्या मुक्तसंसारवासनम् ॥४१॥**

ત્યાર પછી રાજા પહાડ પર ચઢીને ઉત્તમ આશ્રમને દેખવા લાગ્યો. તે પુન્નાગ કેસર, કેળ, આંબા અને નાલિયેરના વૃક્ષોથી યુક્ત હતો; તથા દ્રાક્ષ અને શેલડીની વાડીઓથી અને સોપારી પનસ, નાગકેશર, ને ચંપાના વૃક્ષોથી સમન્વિત હતો. ત્યાં હસ્તિનાં બચ્ચાં અને હરિણો ખેલતાં હતાં, તથા મોરોનો સમૂહ નૃત્ય કરી રહ્યો હતો. તે આશ્રમ પ્રત્યે ઘાસની પર્ણકુટીની અંદર સ્થિત થયેલા અને સંસારવાસનાથી મુક્ત એવા બ્રાહ્મણ દેવને પ્રણામ કરીને શ્રેષ્ઠ ભક્તિથી રાજા પૂછવા લાગ્યો. ૩૯-૪૦-૪૧

**[illegible]जोवाच.**

**तुरगो [illegible] हेतुना केन मे वद ॥४२॥**

રાજા બોલ્યો કેઃ-મ્હારો અશ્વ કોણ હેતુથી સ્વર્ગ પ્રત્યે ગયો, તે મ્હને કહો. ૪૨.

**श्री शिव उवाच.**

**इत्याकर्ण्य वचो राज्ञो द्विजन्मा वाचमूचिवान् ।**
**त्रिकालदर्शी मंत्रज्ञो विष्णुशर्म्मा महत्तरः ॥४३॥**

શ્રી મહાદેવજી બોલ્યા:–એ પ્રમાણે રાજાનાં વચનો શ્રવણ કરીને ત્રિકાલ દર્શી અને મંત્રના જ્ઞાતા વિષ્ણુશર્મા નામા અતિ ઉત્તમ બ્રાહ્મણ વચન બોલ્યા. ૪૩.

**द्विजन्मोवाच.**

**आसीत्सेनापतिः पूर्वं भेरुण्डस्तव भूपते ।**
**त्वां निहत्य समं पुत्रैः कर्तुं राज्यं समुद्यतः ॥४४॥**
**तावद्विषूचिकारोगात्कालधर्ममवाप सः ।**
**कालेन बहुना प्रेत्य तत्पापात्तुरगोऽभवत् ॥४५॥**
**अथ पञ्चदशाध्याय श्लोकार्धं लिखितं क्वचित् ।**
**मच्छिष्येण मुदा क्वापि गतेन वनमध्यतः ॥४६॥**
**त्वत्तो वाचयतः श्रुत्वा निरगात्तुरगो दिवम् ।**
**अनेकजन्मपापोघान्मुक्तो जन्मकृतादसौ ॥४७॥**

બ્રાહ્મણદેવ બોલ્યા:–હે રાજન્ ! પૂર્વે ભેરૂંડનામા આ ત્હારો સેનાપતિ હતો. તે પુત્રો સહિત ત્હને હનન કરીને રાજ્ય કરવાને અર્થે ઉદ્યત હતો; પરંતુ તે કાર્ય સિદ્ધ કરતા પહેલાંજ તે વિષુચિકા–કોલેરાના રોગથી કાલધર્મને–મૃત્યુને પામ્યો. બહુકાલ વીત્યે મરીને તે પાપકર્મથી ઘોડો અવતર્યો. ત્યારપછી કયંક વનમધ્યે ગયેલા મ્હારા શિષ્યે હર્ષિત થઈ શ્રીગીતાના પંચદશાધ્યાયનો

અર્ધો શ્લોક લખેલો, તે વનમાંથી મ્હારા વાંચવામાં આવવાથી મ્હારાદ્વારા શ્રવણ કરીને આ અશ્વ સ્વર્ગમાં ગયો, અને અનેક જન્મોમાં કરેલાં પાપોના સમૂહથી મુક્ત થયો. ૪૪-૪૫-૪૬-૪૭

**श्री शिव उवाचा.**

**ततः समागतैस्तत्र परिवारजनैर्वृतः ।**
**प्रणिपत्य द्विजन्मानं द्रष्टो राजा विनिर्गतः ॥४८॥**
**पत्रं तदेव लिखितं गीतापञ्चदशाक्षरम् ।**
**वाचयन्स महीपालो हर्षसंफुल्ललोचनः ॥४९॥**
**अभिषिच्य निजं पुत्रं मंत्रविन्मंत्रिभिः समम् ।**
**सिंहासने सिंहबलं मुक्तिमाप विशुद्धधीः ॥५०॥**

**इति श्रीभगवद्गीतापञ्चदशाध्यायमाहात्म्यं सम्पूर्णम् १५**

શ્રી મહાદેવજી બોલ્યા:-હે દેવિ ! ત્યાર પછી ત્યાં સાથે આવેલા પરિવાર જનોએ પસંદ કરેલા-પ્રાર્થિત, અને હર્ષ પામેલો-વિસ્મય થયેલો રાજા બ્રાહ્મણદેવને નમસ્કાર કરીને નીકળી આવ્યો. પછી શ્રીગીતાના પંદરમા અધ્યાયના અક્ષરનો લખેલો તેજ પત્ર વાંચતો છતો, હર્ષવડે સમ્યક્ વિકાસ પામેલા નેત્રવાળો તે રાજા, સલાહના જ્ઞાતા મંત્રિઓની સાથે પોતાના સિંહ સમાન બળવાળા પુત્રને રાજ્યગાદિના સિંહાસનપર અભિષેક કરીને, વિશુદ્ધ બુદ્ધિવાળો થકો મુક્તિને પામ્યો. ૪૮-૪૯-૫૦.

ઇતિ શ્રીમદ્ભગવદ્ ગીતા પંચદશાધ્યાય મહાત્મ્ય સંપૂર્ણ.





## श्रीमद्भगवद्गीता पञ्चदशोऽध्यायः ॥

પૂર્વે ચૌદમા અધ્યાયમાં "मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते" એ વચનથી અનન્ય ભક્તિયોગ વડે જે મ્હને–પરમેશ્વરને ઉપાસે છે, તે ગુણાતીત થઈને મોક્ષ પામે છે, એમ બતાવી તેમાં હેતુ દર્શાવતાં "ब्रह्मणो हि प्रतिष्ठाऽहं" એ વચનથી શ્રી કૃષ્ણ-ભગવાને પોતાનામાં બ્રહ્મરૂપતાનું બોધન કર્યું છે. આ સૂત્રભૂત શ્લોકના અર્થનું વિસ્તારથી વર્ણન કરનારો વૃત્તિસ્થાનરૂપ પંદરમો અધ્યાય શ્રી ભગવાને પ્રારંભ કર્યો છે. જેનાથી શ્રીકૃષ્ણ ભગવાનના વાસ્તવિક સ્વરૂપને જાણીને તેઓના નિરતિશય પ્રેમરૂપ ભજનવડે ગુણાતીત થયેલો અધિકારી પુરૂષ બ્રહ્મભાવરૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે.

સંસારથી વિરક્ત થયેલા પુરૂષનેજ પરમેશ્વરના વાસ્તવિક સ્વરૂપના જ્ઞાન વિષે અધિકાર છે; વૈરાગ્યથી રહિત પુરૂષને જ્ઞાનમાં અધિકાર નથી; તેથી વૈરાગ્ય સંપાદન કરવાની આવશ્યક્તા છે. આ અભિપ્રાયવડે વૈરાગ્યપૂર્વક જ્ઞાનનો ઉપદેશ કરવાની જિજ્ઞાસાથી, સંસારમાંથી વૈરાગ્યની પ્રાપ્તિને વાસ્તે શ્રી ભગવાન્ વૃક્ષના રૂપકથી સંસારનું વર્ણન કરે છે.

**श्रीभगवानुवाच ।**

**ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।**
**छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥१॥**

શ્રી ભગવાન બોલ્યા:—હે અર્જુન ! આ સંસારરૂપ અશ્વત્થ (પીંપળાના) વૃક્ષને શ્રુતિ*સ્મૃતિઓ ઊર્ધ્વ-ઊંચા મૂળવાળું, નીચી ડાળોવાળું, અશ્વત્થ ( આવતી કાલ એટલે પ્રાત:કાળ-પર્યન્ત સ્થિતિ વિનાનું-ક્ષણભંગુર ) અને અવ્યય કહે છે. [અર્થાત્ કાળ કરતાં પણ સૂક્ષ્મ હોવાથી, સર્વનું કારણ હોવાથી, નિત્ય હોવાથી, સર્વથી મહાન્ હોવાથી, અને સ્વપ્રકાશ પરમાનન્દરૂપ હોવાથી

---

*"ऊर्ध्वमूलाऽर्वाक्शाख एषोऽश्वत्थःसनातनः।" (કઠ૦ઉપ૦) "સર્વથી ઉત્કૃષ્ટ બ્રહ્મરૂપ ઊર્ધ્વમૂલ ( ઉત્કૃષ્ટ કારણ )વાળું, અને અર્વાક્-નિકૃષ્ટ-કાર્યરૂપ ઉપાધિવાળા હિરણ્યગર્ભાદિ અથવા મહત્તત્ત્વ અહંકાર પંચન્માત્રાદિ પ્રસિદ્ધ શાખાની પેઠે શાખાવાળું, ડાળીઓવાળું, આ પ્રત્યક્ષસિદ્ધ બ્રહ્માથી સ્થાવરપર્યન્ત સંસારરૂપ અશ્વત્થ ( આવતા દિવસ સુધી-પ્રાત:કાલ પર્યન્ત નહિ સ્થિત રહેવાવાળું-ક્ષણભંગુર ) વૃક્ષ સનાતન છે, અર્થાત્ પ્રવાહરૂપે અનાદિસિદ્ધ છે." ઇત્યાદિ શ્રુતિઓ સંસારનું વૃક્ષરૂપે વર્ણન કરે છે.

"अव्यक्तमूलप्रभवस्तस्यैवानुग्रहोत्थितः । बुद्धिस्कन्धमयश्चैव इन्द्रियान्तरकोटरः ॥ १ ॥ महाभूतविशाखश्च विषयैः पत्रवांस्तथा । धर्माधर्मसुपुष्पश्च सुखदुःखफलोदयः ॥ २ ॥ आजीव्यः सर्वभूतानां ब्रह्मवृक्षः सनातनः । एतद्ब्रह्म वनं चैव ब्रह्माचरति साक्षिवत् ॥३॥ एतच्छित्त्वा च भित्त्वा च ज्ञानेन परमासिना । ततश्चात्मगतिं प्राप्य तस्मान्नावर्त्तते पुनः ॥४॥" (स्मृति पुराण०) "માયા વિશિષ્ટબ્રહ્મરૂપમૂલ-કારણથી ઉત્પત્તિવાળું સંસારવૃક્ષ છે; અને તે અવ્યક્તરૂપ મૂલના અનુગ્રહથીજ ઉત્થિત થયેલું-મહાન્ વૃદ્ધિને પામેલું છે; જેમ લોક પ્રસિદ્ધ વૃક્ષની શાખાઓ સ્કંધથી (થડથી) ઉત્પન્ન થાય

માયા શક્તિવાળું બ્રહ્મ ઊર્ધ્વ એટલે ઉત્કૃષ્ટ કહેવાય છે. આવા માયા શક્તિવાળા બ્રહ્મરૂપ ઉત્કૃષ્ટમૂલવાળું-કારણવાળું આ સંસાર-રૂપ વૃક્ષ છે, અને તેની શાખાઓ-ડાળ્યો નીચે છે, અર્થાત્ હિરણ્યગર્ભાદિ અથવા મહત્તત્ત્વ, અહંકાર, શબ્દસ્પર્શરૂપ રસગંધરૂપ પંચતન્માત્રાઓ ઈત્યાદિ લોકપ્રસિદ્ધ વૃક્ષની શાખાની પેઠે આ માયામય વૃક્ષને નીચે નીચે શાખાઓ પ્રસરેલી છે. અને તે

---

છે, તેમ આ સંસારરૂપ વૃક્ષ બુદ્ધિરૂપ સ્કન્ધવાળું છે; જેમ વૃક્ષની અંદર છિદ્રરૂપ કોટર હોય છે, તેમ આ સંસાર વૃક્ષમાં શ્રોત્રાદિ ઈન્દ્રિયો કોટર છે. જેમ લોક પ્રસિદ્ધ વૃક્ષને શાખાઓ હોય છે, તેમ આ સંસાર વૃક્ષને આકાશાદિ પંચમહાભૂતોરૂપ વિવિધ પ્રકારની શાખાઓ-ડાળ્યો છે, અથવા વિશાખ-સ્તંભ છે; જેમ વૃક્ષ પત્રોવાળું હોય છે તેમ સંસારવૃક્ષ શબ્દસ્પર્શાદિ વિષયોવડે પાંદડાંવાળું છે; તથા જેમ વૃક્ષપુષ્પોવાળું હોય છે તેમ સંસારવૃક્ષ ધર્મઅધર્મરૂપ પુષ્પોવાળું છે; જેમ વૃક્ષ ફલયુક્ત હોય છે તેમ સંસારવૃક્ષ ધર્માધર્મરૂપ પુષ્પોથી ઉત્પન્ન થયેલાં સુખદુ:ખાદિરૂપ ફલોવાળું છે. જેમ લોક પ્રસિદ્ધવૃક્ષ પક્ષી આદિનું ઉપજીવ્ય છે અર્થાત્ ઉપજીવન-જીવનદોરી છે, તેમ આ સંસારવૃક્ષ સર્વ ભૂતોનું ઉપજીવ્ય-જીવન આધાર છે. આ સંસારવૃક્ષને પરમાત્મારૂપ બ્રહ્મદેવે આશ્રિત કર્યું છે, જેથી સંસારવૃક્ષને બ્રહ્મવૃક્ષ કહે છે. સંસારવૃક્ષ આત્મજ્ઞાનવિના અન્ય ઉપાયથી છેદાતું નથી માટે સનાતન છે. સંસારવૃક્ષ જીવાત્મારૂપ બ્રહ્મનું ભોગ્ય છે જેથી તે બ્રહ્મવન કહેવાય છે. આવા સંસારરૂપ વૃક્ષવિષે શુદ્ધ બ્રહ્મ સાક્ષીની પેઠે સ્થિ1 છે, એટલે આ સંસારના ગુણ દોષવડે તે બ્રહ્મ લેપાયમાન થતું નથી. આ સંસારરૂપ વૃક્ષને ' अहंब्रह्मास्मि ' ( હું બ્રહ્મરૂપ છું ) એવા દૃ

સંસારરૂપ અશ્વત્થનામે પિંપલાનું વૃક્ષ ક્ષણભંગુર-વિનાશી છે. તે સંસારરૂપ વૃક્ષને અવ્યય કહે છે અર્થાત્ સંસારમાયાનું અનાદિ-કાલથી પ્રવર્ત્તપણું હોવાથી અવ્યય છે. તાત્પર્ય કે અનાદિ અનન્તરૂપ જે આ દેહાદિકનો પ્રવાહ છે તેનો આ સંસારવૃક્ષ આશ્રય છે, તથા આત્મજ્ઞાનવિના અન્ય કોઈ ઉપાયવડે તે સંસાર વૃક્ષનો ઉચ્છેદ થતો નથી તેથી તેને અવ્યય કહે છે. ] વળી જે સંસારરૂપ વૃક્ષનાં કર્મકાંડરૂપ વેદો પાંદડાં છે; અર્થાત્ તત્ત્વવસ્તુના આવરક હોવાથી અથવા સંસારરૂપ વૃક્ષના રક્ષક હોવાથી કર્મકાંડ રૂપ ઋગાદિ વેદો પ્રસિદ્ધ પત્રોની પેઠે સંસારવૃક્ષનાં પાંદડાં છે; એટલે જેમ વૃક્ષનાં પાંદડાં વૃક્ષના પરિરક્ષણને વાસ્તેજ હોય છે, તેમ કર્મકાંડરૂપ વેદપણ ધર્મ અધર્મ અને તેનાં કારણ તથા તેમનાં

---

આત્મજ્ઞાનરૂપ ખડ્ગવડે છેદીને તથા ભેદન કરીને, અર્થાત્ સમૂલથી કાપી નાંખીને, ત્યારપછી પરમઆત્મગતિને-મોક્ષને પામીને મુમુક્ષુ પુરૂષ તે આત્મારૂપ મોક્ષમાંથી ફેર આવતો નથી, જન્મતો નથી.” ઈત્યાદિ સ્મૃતિઓ આ સંસારનું વૃક્ષરૂપે વર્ણન કરે છે.

યદ્યપિ સંસારમાં એવું કોઈ વૃક્ષ પ્રસિદ્ધ નથી કે જેનું મૂલ ઊંચું હોય ને ડાળીઓ નીચે લટકતી હોય; તથાપિ શ્રીગંગાજીના તરંગોવડે હણાયેલું જે ગંગાજીનું ઊંચું તીર છે, તે ઊંચીતીરરૂપ ભેખડ ઉપરથી પ્રબળ વાયુએ ઉથલાવી નાંખી નીચે પાડેલું જે મહાન્ અશ્વત્થ (પીંપલા)નું વૃક્ષ છે; તેનું મૂલ ઊંચે ભેખડમાં વળગેલું હોય છે, અને શાખાઓ ડાળીઓ ડાળાં નીચે હોય છે. આવા અશ્વત્થવૃક્ષની ઉપમાવડે શ્રીભગવાને સંસારવૃક્ષને ઊર્ધ્વમૂલવાળું અને અધઃશાખાઓવાળું કહ્યું છે; તેથી શ્રીભગવાનના વચનોમાં કિંચિત્ માત્ર વિરોધ પ્રાપ્ત થતો નથી.

ફળને પ્રકાશ કરી આ સંસારવૃક્ષનું પરિરક્ષણ કરે છે, માટે વેદરૂપ છંદો સંસારવૃક્ષનાં પાંદડાં છે. જે વિવેકી પુરૂષ આ પ્રકારના તે મૂળસહિત માયામય અશ્વત્થરૂપ સંસારવૃક્ષને જાણે છે, તેજ પુરૂષ વેદવેત્તા છે; અર્થાત્ કર્મકાંડરૂપ વેદના કર્મરૂપ અર્થને તથા જ્ઞાનકાંડરૂપ વેદના બ્રહ્મરૂપ અર્થને તેજ પુરૂષ જાણે છે.

તાત્પર્ય કે:—સંસારરૂપ વૃક્ષનું ઉત્કૃષ્ટ મૂલ બ્રહ્મ છે, અને હિરણ્યગર્ભાદિજીવ અથવા મહુત્તત્ત્વ અહંકારાદિ, શાખાઓ છે. આ સંસારવૃક્ષ સ્વરૂપેતો વિનાશી છે, અને પ્રવાહરૂપે અનાદિ અનંત છે; એવું સંસારવૃક્ષ વેદોક્ત કર્મરૂપ જળ વડે સિંચેલું છે; અને બ્રહ્મજ્ઞાનરૂપ ખડ્ગવડે છેદન કરાય છે; એટલોજ સર્વ વેદોનો અર્થ છે. આ પ્રકારે જે જાણે છે તે પુરૂષ સર્વ અર્થોને જાણે છે. ૧.

હવે શ્રીભગવાન્ પૂર્વોક્ત સંસારવૃક્ષના અવયવોની બીજી પણ કલ્પના કરે છેઃ—

**अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा–**
**गुणप्रवृद्धा विषय प्रवालाः ।**
**अधश्च मूलान्यनुन्ततानि–**
**कर्मानुबन्धीनि मनुष्यलोके ॥२॥**

તે સંસારવૃક્ષની શાખાઓ નીચે અને ઉપર વિસ્તારને પામેલી છે; અર્થાત્ નિષિદ્ધ આચરણવાળા દુષ્કૃતી જીવો સંસાર વૃક્ષની નીચે પ્રસરેલી શાખાઓ છે, એટલે પાપીજીવો પશુઆદિ નીચ યોનિઓને પામેલા અધઃ શાખારૂપ છે; તથા શાસ્ત્રવિહિત શ્રેષ્ઠ આચરણવાળા સુકૃતી જીવો–ધર્માત્માઓ સંસારવૃક્ષની ઉપરની શાખાઓ છે, એટલે દેવાદિ ઉત્તમ યોનિઓને પામેલા

પુણ્યાત્માઓ ઊર્ધ્વશાખારૂપ છે. સારાંશ કે:-મનુષ્યલોકથી લેઇને પશુ પક્ષી વૃક્ષ નારકીય શરીરપર્યન્ત નીચે નીચેનાં સ્થાનોમાં તથા મનુષ્યલોકથી બ્રહ્મલોક પર્યન્તનાં ઉપર ઉપરનાં સ્થાનોમાં સંસારરૂપવૃક્ષની શાખાઓ ફેલાયેલી છે. આ શાખાઓ સત્ત્વાદિ ગુણોવડે અત્યંત વૃદ્ધિ પામેલી છે, અર્થાત્ જેમ વૃક્ષની શાખાઓ જળના સિંચનવડે સ્થૂલતાને પામે છે, તેમ દેહ ઇન્દ્રિય વિષય ઇત્યાદિ આકારે પરિણામને પામેલા સત્ત્વાદિ ગુણોરૂપ જળવડે તે જીવરૂપ શાખાઓ સ્થૂલભાવને પામેલી છે. વળી તે શાખાઓ વિષયરૂપ પલ્લવોવાળી છે, અર્થાત્ જેમ વૃક્ષની શાખાઓના અગ્ર ભાગ સાથે કોમળ અંકુરરૂપ પલ્લવોનો-કુંપળોના સંબંધ હોય છે, તેમ સંસારવૃક્ષની જીવરૂપ શાખાઓના અગ્રભાગ સ્થાનીય ઇન્દ્રિયજન્યવૃત્તિઓની સાથે તે શબ્દાદિ વિષયોનો સંબંધ છે, જેથી તે શબ્દાદિ વિષયો તે શાખાઓનાં કોમળ પલ્લવો છે. તથા મનુષ્યલોકમાં એટલે બ્રાહ્મણાદિ ચાર વર્ણના મનુષ્યોમાં, પ્રથમ પોતે ઉત્પન્ન થઇને પછી ધર્મ અધર્મરૂપ કર્મને ઉત્પન્ન કરનારાં, રાગદ્વેષાદિ વાસનારૂપ, સંસારવૃક્ષનાં અવાંતર મૂળો નીચે પ્રવેશ થયેલો છે. ૨.

હવે પૂર્વોક્ત સંસારના અનિર્વચનીયપણાનું, તેના છેદનના ઉપાયનું, અને છેદન કર્યા પછીની કર્ત્તવ્યતાનું શ્રીભગવાન કથન કરે છે:—

**न रूपमस्येह तथोपलभ्यते-**
**नान्तो न चादिर्न च संप्रतिष्ठा ।**
**अश्वत्थमेनं सुविरूढमूल-**
**मसङ्गशस्त्रेण दृढेन छित्त्वा ॥३॥**

**ततः पदं तत्परिमार्गितव्यं-**
**यस्मिन्गता न निवर्तन्ति भूयः ।**
**तमेव चाद्यं पुरुषं प्रपद्ये-**
**यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥४॥**

આ સંસારવૃક્ષનું જેવું રૂપ પૂર્વે વર્ણવ્યું છે, તેવું રૂપ આ લોકમાં સંસારી લોકોએ પ્રાપ્ત થતું નથી-જણાતું નથી, કેમકે સ્વપ્નના પદાર્થો-મૃગ તૃષ્ણાનું જળ-અને ગંધર્વનગર એ સર્વ મિથ્યા હોવાથી દૃષ્ટનષ્ટસ્વભાવવાળાં છે, તેમ સંસારવૃક્ષ પણ મિથ્યા હોવાથી દૃષ્ટનષ્ટસ્વભાવવાળું છે; તેથી જોત જોતામાં નષ્ટથવાના સ્વભાવવાળા સંસારવૃક્ષનું ઊર્ધ્વમૂલ અધઃશાખાવાળું રૂપ જીવોએ પમાતું નથી-જોવાતું નથી. વળી એજ કારણથી આ સંસાર-વૃક્ષનો અન્ત પણ પ્રતીત થતો નથી, અર્થાત્ ‘ આટલો કાલ વ્યતીત થયાપછી સંસારવૃક્ષ સમાપ્ત થશે ’ એમ એનો અવસાન રૂપ અંત પણ પમાતો નથી; તથા આનો આદિ પ્રતીત થતો નથી, અર્થાત્ ‘અમુક કાળથી આ સંસારવૃક્ષ પ્રવૃત્ત થયું છે’ એમ એનો આદિ પણ પમાતો નથી; એટલે સંસાર અનાદિ છે. તથા સંસારવૃક્ષની સ્થિતિરૂપ પ્રતિષ્ઠા પણ પ્રતીત થતી નથી, અર્થાત્ જેનું આદિ અંત સમજાતું નથી તેથી તે મધ્યકાલમાં પણ અનિ-શ્ચિતજ છે. આવા દુશ્છેદ્ય-અનર્થકારી-અને અનાદિ અજ્ઞાનરૂપ દૃઢ મૂલવાળાએ અશ્વત્થરૂપ સંસારવૃક્ષને દૃઢ અસંગ શસ્ત્રવડે, અર્થાત્ સર્વ વિષયસુખની સ્પૃહાથી રહિતથવારૂપ, એટલે પુત્રૈષણા, વિત્તૈષણા, લોકૈષણાદિની નિવૃત્તિરૂપ, દૃઢ તીવ્ર વૈરાગ્યરૂપ શસ્ત્રવડે મૂલસહિત છેદન કરીને, ત્યારપછી જે પદવિષે ‘ अहं ब्रह्मास्मि’

(હું બ્રહ્મરૂપ છું) એવા જ્ઞાનવડે પ્રાપ્ત થયેલા તત્ત્વવેત્તા પુરૂષો, પુનઃ સંસારની પ્રાપ્તિને વાસ્તે આગમન કરતા નથી, અર્થાત્ પુનર્જન્મને પામતા નથી, એવા તે અદ્વિતીય પરંબ્રહ્મરૂપ પદને, શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ શ્રીગુરૂની સમીપ જઈને અધિકારી પુરૂષે શ્રવણમનનરૂપ વેદાન્ત વાકયોના વિચારવડે જાણવાને-શોધવાને યોગ્ય છે. [ તે બ્રહ્મપદ કેવી રીતે શોધવું ? એમ શંકા થતાં કહે છે.] "જે આદ્ય પુરૂષથી માયાના યોગવડે આ માયામય સંસારવૃક્ષની અનાદિ-ચિરકાલિની પ્રવૃત્તિ પ્રસરેલી છે, તે પૂર્વે પદશબ્દવડે કથન કરેલા, તે અદ્વિતીય નિર્ગુણબ્રહ્મરૂપ આદ્ય પુરૂષનાજ શરણને હું અધિકારી મનુષ્ય પ્રાપ્ત થયો છું." એમ એક પરંબ્રહ્મનીજ શરણતાવડે અદ્વિતીય બ્રહ્મપદ જાણવામાં આવે છે. ૩-૪.

હવે, કેવી સ્થિતિના પુરૂષો તે બ્રહ્મપદને પામે છે ? એ આશંકા થતાં કહે છે:—

**निर्मानमोहा जितसङ्गदोषा-**
**अध्यात्मनित्या विनिवृत्तकामाः ।**
**द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै-**
**र्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥५॥**

ગર્વ-અહંકારરૂપ માન, અને અવિવેકરૂપ મોહ, એ બન્નેથી નિવૃત્ત થયેલા; તથા કર્તૃત્વ અભિમાનરૂપ સંગ, અને રાગદ્વેષાદિ દોષો, એ બન્નેને જીતનારા; તથા પરમાત્માના વાસ્તવિક સ્વરૂપના વિચાર વિષે નિરંતર તત્પર થયેલા; તથા વિષયભોગરૂપ કામનાઓથી નિવૃત્ત થયેલા અર્થાત્ વિવેક વૈરાગ્યદ્વારા સર્વ કર્મનો પરિત્યાગ કરનારા; તથા સુખદુઃખનાં હેતુ હોવાથી સુખદુઃખ

નામવાળાં પ્રિય અપ્રિય, હર્ષ વિષાદ અને રાગદ્વેષાદિ દ્વન્દ્વોએ પરિત્યાગ કરેલા, અર્થાત્ સુખદુઃખાદિ નામવાળાં દ્વન્દ્વોથી મુક્ત થયેલા, તત્ત્વજ્ઞાની પુરૂષો પૂર્વોક્ત તે અવ્યય-અવિનાશી અદ્વિતીય નિર્ગુણ બ્રહ્મપદને પામે છે. ૫.

શ્રી ભગવાન્ તે ગંતવ્ય અદ્વિતીય બ્રહ્મપદનુ વિશેષ વર્ણન કરી બતાવે છે:—

**न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।**
**यद्गत्वा न निवर्त्तन्ते तद्धाम परमं मम ॥ ६ ॥**

પૂર્વોક્ત તે નિર્ગુણ બ્રહ્મપદને સૂર્ય પ્રકાશકરી શકતા નથી, ચંદ્ર પણ પ્રકાશી શકતા નથી, તેમ અગ્નિ પણ તેને પ્રકાશતો નથી; જે બ્રહ્મપદને પામીને તત્તવેત્તાઓ સંસારની પ્રાપ્તિને વાસ્તે પાછા આવતા નથી, તે મ્હારૂં સર્વોત્કૃષ્ટ પરંજ્યોતિરૂપ અમાયિક સ્વરૂપ છે. ૬.

હવે શ્રી ભગવાન્ પાંચશ્લોકવડે સંસારી જીવાત્માનું સ્વરૂપ બતાવી વાસ્તવસ્વરૂપ ઓળખાવે છે:-

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।**
**मनः षष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥७॥**

જીવલોકમાં એટલે સંસારવિષે મ્હારો-પરમાત્માનોજ અંશ સનાતન જીવરૂપ છે; અર્થાત્ જળમાં પ્રતિબિંબરૂપ થયેલો જળ સૂર્ય, જેમ સૂર્યના અંશરૂપ થવાથી, જળરૂપ નિમિત્તવડે સૂર્યમાં અંશ અંશીરૂપ મિથ્યાભેદ કલ્પાય છે, તેમ વાસ્તવિકરીતે અંશ અંશીભાવથી રહિત હું-પરમેશ્વરનો પણ માયાવડે કલ્પિત મિથ્યા ભેદવાળા અંશની પેઠે અંશ વિદ્યમાન્ છે, તે મ્હારો-પરમાત્માનો

અંશ પ્રાણોના ધારણરૂપ ઉપાધિવડે જીવભૂત છે, અર્થાત્ કર્તાભોક્તા સંસારી એવી મિથ્યા પ્રસિદ્ધિને પામેલો છે; તથા તે જીવરૂપ મ્હારો અંશ સનાતન એટલે નિત્ય છે, અર્થાત્ અન્તઃકરણાદિ ઉપાધિવડે પરિચ્છિન્નપણું હોવા છતાં પણ વાસ્તવ રીતે તે જીવરૂપ અંશ પરમાત્મા સ્વરૂપજ છે. તે જીવાત્મા જેને વિષે મન છઠ્ઠું છે, એવી અજ્ઞાનરૂપ પ્રકૃતિવિષે સૂક્ષ્મરૂપે રહેલી શ્રોત્રાદિ ઈન્દ્રિયોને આકર્ષણ કરે છે; અર્થાત્ જાગ્રતસ્વપ્નનાં ભોગજનક કર્મોનો ક્ષય થતાં અજ્ઞાનરૂપ પ્રકૃતિને વિષે સૂક્ષ્મરૂપે રહેલી મનસહિત શ્રોત્રાદિ સર્વઇન્દ્રિયોને, પુનઃ જાગ્રત અવસ્થાનાં ભોગજનક કર્મોનો ઉદય થતાં ભોગોને વાસ્તે જીવાત્મા આકર્ષે છે–ખેંચે છે. ૭.

**शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।**
**गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥८॥**

જ્યારે દેહ ઇન્દ્રિયોરૂપ સંઘાતનો સ્વામી ઈશ્વરરૂપ જીવાત્મા ઉત્ક્રમણ કરે છે, અર્થાત્ આ દેહમાંથી બાહ્ય નિર્ગમન કરે છે, ત્યારે આ દેહમાંથી મનસહિત સર્વ ઇન્દ્રિયોને આકર્ષણ કરે છે, અર્થાત્ સાથમાં લેઈને જાય છે. તથા જીવાત્મા જ્યારે પૂર્વશરીરમાંથી બીજા નવા શરીરને પ્રાપ્ત થાય છે, ત્યારે પણ મનસહિત એ સર્વ ઇન્દ્રિયોને ગ્રહણકરીનેજ જાય છે. તેમાં દૃષ્ટાન્ત કેઃ-જેમ પુષ્પાદિ સ્થાનોમાંથી વાયુ ગંધોને લેઈને દિશાઓમાં જાય છે, તેમ જીવાત્મા પણ આ સ્થૂલ દેહમાંથી મનસહિત સર્વ ઇન્દ્રિયોને લેઈને બીજા શરીરમાં પ્રવેશ કરે છે. ૮.

**श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।**
**अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥९॥**

આ જીવાત્મા, શ્રોત્ર, ચક્ષુ, ત્વક્, જિહ્વા અને નાસીકા એ પાંચ જ્ઞાનેન્દ્રિયોનો, તથા વાક્, હસ્ત, પાદ, ગુદા, અને ઉપસ્થ એ પાંચ કર્મેન્દ્રિયોનો, તથા પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, અને સમાન એ પાંચ પ્રાણોનો, તથા મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચતુષ્ટય અન્તઃકરણનો આશ્રય કરીને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંદાદિ વિષયોને ભોગવે છે. ૯.

**उत्क्रामन्तं स्थितं वापि भुञ्जानं वा गुणान्वितम् ।**
**विमूढा नानुपश्यन्ति पश्यंति ज्ञानचक्षुषः ॥१०॥**

વાસ્તવિક રીતે ગમનાદિ સર્વ વિકારોથી રહિત હોવા છતાં પણ અન્તઃકરણાદિ ઉપાધિના તાદાત્મ્ય અધ્યાસથી પૂર્વ શરીરનો જાણે પરિત્યાગ કરતો હોય, અને બીજા શરીરની પ્રત્યે જાણે ગમન કરતો હોય, અથવા શરીર વિષે જાણે સ્થિત રહેલો હોય, અથવા શરીર વિષે જાણે શબ્દાદિ વિષયોને ભોગવતો હોય, અથવા સુખ દુઃખ મોહરૂપ સત્ત્વાદિ ગુણોવડે જાણે યુક્ત હોય, એમ પ્રતીત થતા આત્માને, મૂઢ–અવિવેકી પુરૂષો જોઈ શકતા નથી, અર્થાત્ આલોક પરલોકના વિષય ભોગની વાસનાઓ વડે હણાયલા ચિત્તવાળા હોવાથી આત્મા અનાત્માનો વિવેક સમજવામાં અયોગ્ય પુરૂષો દેહાદિકથી અને તેમના વ્યવહારથી ભિન્ન રહેલા અક્રિય, અસંગ, અકર્ત્તા, અભોક્તા, અવિનાશી આત્માને યથાર્થ રીતે દેખી શકતા નથી; કિન્તુ કર્ત્તા, ભોક્તા, સુખી દુઃખી, સંસારીરૂપે જુએ છે. તથા જ્ઞાનરૂપ ચક્ષુવાળા–વિવેકદૃષ્ટિવાળા પુરૂષોતો આત્માને દેહાદિકથી અને તેમના વ્યવહારથી ભિન્ન, અક્રિય, અસંગ, અકર્ત્તા અભોક્તા, અવિનાશી, સચ્ચિદાનંદસ્વરૂપે દેખે છે. ૧૦.

**यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् ।**
**यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥११॥**

વિવેક વૈરાગ્યાદિ સાધન સંપન્ન થઇને શ્રવણ મનન ધ્યાનાદિ વડે આત્માનો સાક્ષાત્કાર કરવાને પ્રયત્ન કરતા શુદ્ધ અન્તઃકરણવાળા યોગિઓજ, પોતાની બુદ્ધિ વિષે સ્થિત રહેલા આ આનંદરૂપ આત્માને દેખે છે, અર્થાત્ બુદ્ધિમાં રહેલા એટલે બુદ્ધિ આદિને પ્રકાશ કરનાર આત્માને 'આ તે જ હું છું' એમ આત્મા વડે સાક્ષાત્કાર કરીને પોતાને અકર્ત્તા–અભોક્તા–અસંસારી–સચ્ચિદાનંદ સ્વરૂપ અનુભવે છે. તથા યજ્ઞાદિ નિષ્કામ કર્મો દ્વારા નહિ શુદ્ધ કરેલા અન્તઃકરણવાળા, અવિવેકી પુરૂષો, પ્રયત્ન કરતા છતાં પણ આ આનંદ સ્વરૂપ આત્માને દેખી શકતા નથી–સાક્ષાત્ અનુભવી શકતા નથી. ૧૧.

સર્વનાં પ્રકાશક છતાં પણ સૂર્યાદિક જ્યોતિ જે પરંબ્રહ્મરૂપ પદને પ્રકાશ કરી શકતાં નથી, અને જે પદને પામેલા મુમુક્ષુઓ ફરીને સંસારને વાસ્તે પાછા આવતા નથી; તથા જેમ ઘટાકાશાદિ મહાકાશના અંશરૂપ પ્રતીયમાન થાય છે, તેમ ઉપાધિ ભેદનો આશ્રય કરતા જીવો જે પદના અંશરૂપ પ્રતીત થાય છે; તે પદનું સર્વાત્મપણું તથા સર્વ વ્યવહારનું આશ્રયપણું દર્શાવી "ब्रह्मणोहि प्रतिष्ठाहं" એ પૂર્વાધ્યાયમાં કહેલા વચનના અર્થનું વર્ણન કરવા વાસ્તે, હવે ચાર શ્લોકથી શ્રી ભગવાન્ પોતાની વિભૂતિઓનું સંક્ષેપમાં વર્ણન કરે છે:—

**यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।**
**यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥१२॥**

જે ચૈતન્યાત્મક જ્યોતિરૂપ તેજ આદિત્યવિષે સ્થિત છે, જે ચૈતન્યાત્મક જ્યોતિરૂપ તેજ ચંદ્રવિષે રહેલું છે, તથા જે ચૈતન્યાત્મક જ્યોતિ રૂપ તેજ અગ્નિવિષે વર્તે છે, અને જે ચૈતન્યાત્મક જ્યોતિરૂપ તેજ સમસ્ત જગતને પ્રકાશ કરે છે, તે ચૈતન્યાત્મક જ્યોતિરૂપ તેજ મ્હારૂં-પરમેશ્વર વાસુદેવનું જાણ. ૧૨.

**गामाविश्य च भूतानि धारयाम्य .मोजसा ।**
**पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वारसात्मकः ॥१॥**

વળી હું-પરમેશ્વરજ પૃથ્વીદેવતારૂપે પૃથિવીમાં પ્રવેશ કરીને, મ્હારા કામરાગવર્જિત ઐશ્વર્યરૂપ બળવડે આ પૃથિવીને અત્યંત દૃઢકરીને, સ્થાવરજંગમાત્મક સર્વભૂતોને ધારણ કરૂં છું. તથા હું-પરમેશ્વરજ સર્વરસસ્વભાવવાળો સોમ (ચન્દ્રમા) થઈને સર્વ ઓષધિઓને પુષ્ટિમાન્ તથા સ્વાદુ કરૂં છું. ૧૩.

**अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।**
**प्राणापानसमा ुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥१४॥**

' अयमग्निर्वैश्वानरो योऽयमन्तःपुरुषे येनेदमन्नं पच्यते '(જે આ અગ્નિ પુરૂષના અંતરમાં રહેલો છે, તથા જે અગ્નિવડે આ ચાર પ્રકારનાં અન્ન પાચન કરાય છે, તે આ અગ્નિ વૈશ્વાનર છે.) આ બૃહદારણ્યક શ્રુતિએ વૈશ્વાનર નામવડે કથન કરેલો જઠરાગ્નિરૂપ થઈને હું-પરમેશ્વર સર્વપ્રાણીઓના દેહ પ્રત્યે રહ્યો છતો, પ્રાણ અપાનવડે એટલે ઉચ્છ્વાસ નિશ્વાસવડે પરસ્પરના સંઘર્ષણથી પ્રજવલિત થયેલો હું, પ્રાણીઓએ ભોજન કરેલા ભક્ષ્ય-ભોજ્ય-લેહ્ય-ચોષ્ય, એ ચાર પ્રકારના અન્નને પચાવું છે.

લાડુપૂરી-રોટલી-ફળ-કંદ-ચણા આદિ જે પદાર્થ દાંતો વડે ચાવી ચાવીને ખવાય છે તે ભક્ષ્ય કહેવાય છે. આ ભક્ષ્ય વસ્તુને ચર્વ્ય પણ કહે છે.

દૂધપાક, દાળ વગેરે જે પદાર્થ દાંતોના વ્યાપારવિના કેવળ જિહ્વાથી ચાળવી ચાળવીને-હલાવીને અંદર ઉતારવામાં આવે છે, તે વસ્તુ ભોજ્ય કહેવાય છે.

ગોળ, શિખંડ, આમ્રરસ વગેરે જે પદાર્થ જિહ્વાને પ્રાપ્ત થતાંજ રસના સ્વાદ માત્રને લેઇ અંદર ઉતારી જવાય છે, તથા કિંચિત દ્રવીભૂત થાય છે, તે વસ્તુ લેહ્ય કહેવાય છે.

શેરડી ઈત્યાદિ જે પદાર્થો દાંતોએ ચૂશી ચૂશીને માત્ર જેનો રસ અંદર ઉતારી અવશેષ રહેલા અસાર કૂચાનો પરિત્યાગ કરાય છે, તે વસ્તુને ચોષ્ય કહેવાય છે.

'पचाम्यन्नं चतुर्विधम्' એ વચનનો કોઇ એવો પણ અર્થ કરે છે કેઃ-હું-પરમેશ્વરજ જઠરાગ્નિરૂપ થઈને સર્વ પ્રાણીમાત્રના અંતરમાં રહીને પ્રાણાપાનવડે પ્રજવલિત થયેલો હું, પાર્થિવ, આપ્ય, તૈજસ, અને વાયવ્ય એ ચાર પ્રકારનાં અન્નને પાચન કરૂં છું. તેમાં મનુષ્યાદિ પ્રાણીઓનું વ્રીહિ-યવાદિ પાર્થિવ અન્ન છે; ચાતકાદિ પ્રાણીઓનું જળરૂપ આપ્ય અન્ન છે; વાલખિલ્યાદિ પ્રાણીઓનું અગ્નિરૂપ તૈજસ અન્ન છે; અને સર્પાદિ પ્રાણીઓનું વાયુરૂપ વાયવ્ય અન્ન છે. ૧૪.

**सर्वस्य चाहं हृदि सन्निविष्टो**
**मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।**
**वेदैश्च सर्वैरहमेव वेद्यो**
**वेदान्तकृद्वेदविदेव चाहम् ॥१५॥**

વળી હું-પરમાત્માજ સર્વ સ્થાવર જંગમરૂપ પ્રાણીઓની બુદ્ધિમાં આત્મારૂપે હોઈને પ્રવિષ્ટ થયેલો છું. ( આટલા કથનથી શ્રી ભગવાને જીવ-બ્રહ્મનો અભેદ કહ્યો. એજ જીવ-બ્રહ્મના અભેદને 'तत्त्वमसि તે પરમાત્મા તું છે.' 'अहं ब्रह्मास्मि હું બ્રહ્મરૂપ છું' ઇત્યાદિ શ્રુતિરૂપ વેદનાં મહાવાક્યો પણ કહે છે. ) અને સર્વ પ્રાણીઓના હૃદયમાં પ્રવેશ કરી રહેલો હોવાથી તેમને સ્મૃતિ અને જ્ઞાન, તથા સ્મૃતિ અને જ્ઞાનના અભાવરૂપ-વિસ્મરણરૂપ અસંભવરૂપ અપોહન પણ મ્હારાથીજ થાય છે; અર્થાત્ મ્હારી પરમેશ્વરની ઉપાસનાવડે શુદ્ધ અન્ત:કરણવાળાને શાસ્ત્ર અને આચાર્યના અનુગ્રહથી સ્મૃતિ અને જ્ઞાન થાય છે. શ્રીગુરૂથી 'તત્ત્વમસિ' એ મહાવાક્યનો બોધ થાય, અને એ બોધાનુસાર આત્મામાં પોતાપણાની બુદ્ધિ થાય તે સ્મૃતિ છે, તેનાથી આત્મ-સાક્ષાત્કાર પર્યન્તનું જ્ઞાન થાય છે. અર્થાત્ 'હું આ અને સર્વજગત્ એ સર્વનો બ્રહ્મ સાથે અભેદ છે,' એવું જ્ઞાન થાય છે. અને જેઓ મ્હારી-પરમેશ્વરની ઉપાસનાથી રહિત છે, અને તેથી રાગદ્વેષાદિ દોષથી જેમની બુદ્ધિ મલિન છે તેમને, એ સ્મૃતિ અને જ્ઞાનનો અભાવ-અસંભવજ હોય છે; એ સર્વ મ્હારથી થાય છે. અથવા: પૂર્વે અનુભવ કરેલા અર્થને વિષય કરનારી સંસ્કાર જન્ય અંત: કરણની વૃત્તિવિશેષ તે સ્મૃતિ કહેવાય છે; અને વિષય ઈન્દ્રિયોના સંયોગ જન્ય જે થાય છે તે પ્રત્યક્ષ જ્ઞાન કહેવાય છે. તે સ્મૃતિ અને જ્ઞાન સર્વ પ્રાણીને મ્હારાથીજ થાય છે. પરંતુ આ સ્મૃતિ, અયોગી પુરૂષને આ જન્મમાં પૂર્વ અનુભવેલા અર્થના વિષય વાળી થાય છે, અને યોગીઓને તો આ જન્મમાં અને જન્માંત-રમાં અનુભવેલા અર્થના વિષયવાળી થાય છે. તેમજ પ્રત્યક્ષજ્ઞાનં

પણ અયોગીને ઇન્દ્રિયસાથે વિષયના સંબંધથી થાય છે, પણ યોગીને તો દેશકાલવડે વ્યવહિત વસ્તુનું પણ જ્ઞાન થાય છે. આ બન્ને પ્રકારનાં સ્મૃતિ અને જ્ઞાન મ્હારાથીજ થાય છે. વળી કામ ક્રોધ. મોહાદિકથી જેમનાં ચિત્ત વ્યાકુળ હોય છે એવા પુરૂષને સ્મૃતિનો ને જ્ઞાનનો અભાવ-વિસ્મરણ-હોય છે તે પણ મ્હારાથીજ થાય છે. ( શ્રી ભગવાને એ પ્રમાણે પોતાની જીવરૂપતાનું કથન કરીને, હવે પોતાની બ્રહ્મરૂપતાનું કથન કરે છે.) તથા ઋગ્-યજુષ્ સામ-અથર્વણ એ સર્વવેદોવડે હું પરમાત્માજ જાણવા યોગ્ય છું. તથા હું પરમેશ્વર વેદાન્તકૃત્ છું, અર્થાત વેદવ્યાસાદિ રૂપે ઉપનિષદ્રૂપ વેદાન્ત અર્થના સંપ્રદાયનો પ્રવર્ત્તક હું છું, અથવા વેદાન્તનો અનુગ્રહ કર્ત્તા, અથવા અધિકારી શિષ્યોને ગુરૂ આચાર્ય રૂપે વેદાન્તાર્થનો પ્રકાશ કર્ત્તા હું પરમાત્માજ છું. તથા કર્મકાંડ, ઉપાસના કાંડ, જ્ઞાનકાંડરૂપ જેટલા મંત્ર બ્રાહ્મણરૂપ સર્વવેદ છે તે સર્વવેદોનાં અર્થનો જ્ઞાતાપણ હું પરમાત્માજ છું. ૧૫.

શ્રી ભગવાન્ પોતાના સોપાધિક સ્વરૂપનું કથન કરીને, હવે ક્ષર-અક્ષર નામે કાર્ય-કારણરૂપ બન્ને ઉપાધિઓથી રહિત નિરૂપાધિક શુદ્ધ સ્વરૂપનું ત્રણ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥१६॥**

સંસારમાં ક્ષર અને અક્ષર એવા આ બેજ પુરૂષો છે. તેમાં ઉત્પત્તિ વિનાશવાળાં કાર્યસમૂહરૂપ સર્વ ભૂતો ક્ષર પુરૂષ છે; અને કૂટસ્થ અક્ષર પુરૂષ કહેવાય છે; અર્થાત્ યથાર્થ વસ્તુને આચ્છાદન કરીને અયથાર્થવસ્તુનું જે પ્રકાશન છે તેને કૂટ કહે છે. કૂટ એટલે માયા-વંચના કૂટિલતા જાણવી. આ કૂટરૂપે જે

સ્થિત હોય તે કૂટસ્થ કહેવાય છે. એવી કૂટસ્થ નામવાળી ભગવાનની માયાશક્તિરૂપ કારણ ઉપાધિ છે. આ માયાશક્તિરૂપ કારણ ઉપાધિ ક્ષરનામા પુરૂષની ઉત્પત્તિના એટલે સર્વ સંસારની ઉત્પત્તિના બીજરૂપ હોવાથી તથા આત્મજ્ઞાન વિના અન્ય ઉપાયે નાશ નહિ પામતી હોવાથી અનંત છે. તેથી માયાશક્તિરૂપ કારણ ઉપાધિ અક્ષર પુરૂષ કહેવાય છે. ૧૬.

**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।**
**यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥**

વળી કાર્યસમૂહરૂપ ક્ષર ઉપાધિથી અને માયાશક્તિરૂપ અક્ષર ઉપાધિથી ભિન્ન-અત્યંત વિલક્ષણ, પ્રત્યક્ ચેતન સ્વરૂપ અત્યંત ઉત્કૃષ્ટ પુરૂષતો, પરમાત્મા એપ્રકારે વેદાન્ત શાસ્ત્રોમાં કહેવાય છે. જે પરમાત્મા ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક એ ત્રણ લોકરૂપ સર્વજગતમાં પોતાની બળશક્તિ (ચૈતન્ય શક્તિ) વડે પ્રવેશ કરીને માત્ર સ્વરૂપના સદ્ભાવથીજ તેમને ધારણ-પોષણ કરે છે. તે પરમાત્મા જન્મમરણાદિ સર્વવિકારથી રહિત, અને સર્વ જગત્‌નો નિયંતા-પરમેશ્વર છે. ૧૭.

**यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।**
**अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥१८॥**

જે હેતુંથી, કાર્યરૂપ હોવાથી વિનાશી એવા માયામય અશ્વત્થ નામે સંસાર વૃક્ષરૂપ ક્ષર પુરૂષને, હું-પરમેશ્વર અતિમક્રણ કરી ગયો છું; તથા માયામય સંસાર વૃક્ષના બીજરૂપ માયાશક્તિનામે કારણ ઉપાધિરૂપ અક્ષર પુરૂષથી પણ હું પરમાત્મા ચૈતન્યરૂપ હોવાથી અત્યંત ઉત્તમ છું. એ કારણથી હું લોકોમાં અને વેદોવિષે 'પુરૂષોત્તમ' એ નામથી પ્રસિદ્ધ છું:—

હવે પૂર્વોક્ત અર્થસહિત પુરૂષોત્તમના જ્ઞાનનું ફળ વર્ણવે છે:-

**यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।**
**स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥१९॥**

દેહાદિકના મોહથી રહિત થયેલો જે મુમુક્ષુપુરૂષ પૂર્વોક્ત પ્રકારે કથન કરેલા મ્હને પુરૂષોત્તમ ભગવાનને પોતાના આત્મારૂપે જાણે છે, તે સર્વજ્ઞ પુરૂષ, હે ભારત ! મ્હને-પરમાત્માને સર્વાત્મપણાવડે ભજે છે અર્થાત્ "હું આ અને સર્વ જગત્ બ્રહ્મ સ્વરૂપ છે" એમ સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ વડેજ મ્હને-પરમાત્માને ભજે છે. ૧૯.

જેનું મોક્ષરૂપ ફળ છે એવું ભગવાનનું તત્ત્વજ્ઞાન કહીને, હવે તેની સ્તુતિ કરતાં અધ્યાયનો ઉપસંહાર કરે છે:—

**इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ ।**
**एतद्बुध्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ॥२०॥**

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे पुरुषोत्तमयोगोनाम पञ्चदशोऽध्यायः समाप्तः ॥१५।

હે નિષ્પાપ ! હે બ્રહ્મવિદ્યામાં પ્રીતિવાળા અર્જુન ! મેં ભગવાને પૂર્વોક્ત પ્રકારે આ અત્યંત રહસ્યરૂપ ગીતા શાસ્ત્ર ત્હારા પ્રત્યે કહ્યું આને જાણીને-શ્રીગુરૂમુખથી નિશ્ચય કરીને અધિકારી પુરૂષ 'હું બ્રહ્મરૂપ છું' એવા આત્મજ્ઞાનવાળો-બુદ્ધિમાન થાય છે; તથા કૃતકૃત્ય-કૃતાર્થ થાય છે. ૨૦.

ઇતિશ્રી ભગવદ્ગીતા સુબોધિની વ્યાખ્યાયાં
પંચદશોધ્યાય: સમાપ્ત: ૧૫



ॐतत्सत् ॥

# श्रीगुरुमाहिम्नःस्तोत्रम् ॥

शिखरणीवृत्तम् ॥

**अधोऽजस्रं पुंसां खलु निपततां विग्रहभृताम् ।**
**प्रतीक्ष्यो नित्यं विश्रुतइह भवाब्धौ भयमये ॥**
**घृणासिन्धुः स्निग्धो जननमरणौर्वाग्निसदने ।**
**गुरुर्नौकाऽऽलम्बो विषमभवजम्बालतरणिः ॥१॥**

પ્રચુર ભયપ્રદ સંસારસમુદ્રમાં પડેલા દેહધારી જીવોના સમુદ્ધારાર્થે કૃપાસિંધુ શ્રીસદ્‌ગુરૂજ નૌકારૂપ આલંબન છે; એમ પ્રથમ શ્લોકમાં કહે છે:—

શ્લોકાર્થ:—જન્મમરણરૂપી વડવાનળઅગ્નિના મંદિરરૂપ, અને ભયમય એવા આ સંસાર સમુદ્રનેવિષે નિરંતર નીચે પડેલા (ડૂબકાંખાતા) શરીરધારી પુરૂષોને, નિશ્ચયપૂર્વક સદા વિષમસંસારરૂપ કીચડને સૂકાવવાવાળા સૂર્યસ્વરૂપ, પરમપૂજ્ય, વિખ્યાત, દયાસાગર, ભક્તવત્સલ શ્રીસદ્‌ગુરૂજ નૌકારૂપ આલંબન છે (૧).

હવે બીજા શ્લોકમાં-કામક્રોધાદિ ભયંકર શત્રુઓરૂપ અગ્નિની જવાલાઓવડે દગ્ધ થયેલા પ્રાણીઓના ભવભયને દર્શનમાત્રથીજ વિનાશ કરનારી શ્રીસદ્‌ગુરૂની મૂર્ત્તિનો મહિમા વર્ણન કરવાને કોઇપણ સમર્થ નથી; એમ નિરૂપણ કરે છે:—

नृणामीक्षामात्रादपि परि ्रन्त्या भवभयम् ।
शिवायास्ते मूर्त्तेः क इह महिमानं निगदितुम् ॥
गुरो कामक्रोधप्रबलतरसञ्जातजटिल-
ज्वरज्वालाजालज्वालितवपुषां वाऽपि सबलः ॥१॥

હે ગુરો ! કામક્રોધાદિવડે કરીને અતિશય ઉત્પન્ન થયેલો શિખાવાળો જે જ્વર તેની જ્વાલાઓના સમુદાયવડે વિદગ્ધ થયેલાં શરીરોવાળા મનુષ્યોના સંસારસંબંધિ જન્મમરણાદિ ભયાનક દુ:ખોને એકવાર દર્શન કરવા માત્રથી પણ જે હરણ કરે છે; એવી આપની કલ્યાણરૂપી ( મોક્ષદાતા ) મૂર્ત્તિના માહાત્મ્યને નિશ્ચય કથન કરવાને આ જગત્માં કોઇપણ સમર્થ છે ? અર્થાત આપની કલ્યાણકારી મૂર્ત્તિના મહિમાને પરિપૂર્ણરીતે નિરૂપણ કરવાને આ ત્રિલોકમાં કોઈપણ સમર્થજ નથી. (૨)

હવે ત્રીજાશ્લોકમાં-શ્રીસદ્ગુરૂદેવની ચરણરજનો મહિમા વર્ણવે છે:—

दरिद्राणां दैन्यं दुरितमतिदुर्वासनहृदाम् ।
द्रुतं दूरीकुर्वन्स ृदपि गतो गात्रशिरसि ॥
गुरो द्रागाविद्याद्रुमदलनदीक्षागुरुरिह ।
तवाङ्घ्रेः पांसुर्वा श्रियमयमपारां दिशतु नः ॥३॥

હે ગુરો ! ત્હમારા ચરણકમલની રજ, એકવારપણ શરીરના શિરોભાગ ઉપર પ્રાપ્ત થયે દરિદ્રપુરૂષોની દીનતાને, અને અતિ-દુષ્ટવાસનાયુક્ત હૃદયવાળા મનુષ્યોના પાપને શીઘ્રજ દૂર કરે છે; તથા અખિલ અવિદ્યાઓરૂપ વૃક્ષોને જલદી છેદન કરવાના ઉપ-

દેશની બોધક છે. એવી આપના ચરણસરોજની ધુળી આલોકમાં અમારા અપાર શ્રેયને નિશ્ચય આપો એવી પ્રાર્થના છે. (૩).

હવે ચોથાશ્લોકમાં-શ્રીગુરૂનું નામ એકવાર સ્મરણકરતાં તેમજ એકવાર ગાન કરતાં હૃદયના પાપતાપને નાશકરી અંતઃકરણ શાંત કરે છે; તે શ્રીગુરૂપદ મ્હારા અંતસમયમાં મ્હારા મુખથી ઉચરો; એમ કહે છે:—

**स्मृतं सद्यः स्वान्तं विरचयति शान्तं सकृदपि ।**
**प्रगीतं यत्पापं झटिति भवतापं च हरति ॥**
**इदं कर्णप्रेयो गुरुरिति शिवं मञ्जुलपदम् ।**
**मम प्राणान्तस्तद्वदनकमलान्तर्विलसतु ॥ ४ ॥**

હે પ્રભો ! જે એકવાર પણ સ્મરણ કરે સતે અંતઃકરણને શાંત-દ્વેષલોભાદિરહિત-જિતેન્દ્રિય-કરી દે છે. તથા જે એકવારપણ પ્રકર્ષેણ ઉચ્ચારણ કરેસતે પાપને અને સંસારના જન્મમરણાદિ તથા આધ્યાત્મિકાદિ સંતાપને ઝટ હરણ કરે છે. એવું આ શ્રવણ કરવામાં મનોરંજક અને કલ્યાણસ્વરૂપ "ગુરૂ" એ પ્રકારનું સુંદરપદ છે; તે મ્હારા પ્રાણના ઉત્ક્રમણ સમયે વદનકમલમધ્યે શોભો. તાત્પર્ય કે:-મ્હારાપ્રાણોત્ક્રમણ સમયે અર્થાત્ મ્હારા અંતકાલ વખતે મ્હારા મુખથી હે સચ્ચિદાનંદગુરો ! હે સદ્ગુરો ! હે પ્રભો ! એ પ્રકારે શ્રીસદ્ગુરૂપરમાત્માનું નામ ઉચ્ચારણ થાઓ. લેશમાત્ર પણ વાત પિત્ત કફાદિવડે કંઠ અવરોધન નહિ થાઓ. (૪)

હવે પાંચમાશ્લોકમાં-હે ગુરો ! ત્હમારો આશ્રય કરી આપને ભરોંસે અભિમાન કરી સર્વે દેવતાઓને મેં તુચ્છ જાણ્યા છે. હવે આપ જો મ્હારો ઉદ્ધાર કરવામાં ઉપરામ થશો, તો પછી હું કોના આગળ મ્હારૂં દુઃખ રોઇશ ? એમ પ્રશ્ન કરી પ્રાર્થના કરે છે:—

**तवाऽऽलम्बादेव स्फुरदलघुगर्वेण सहसा ।**
**मया सर्वेऽवज्ञासरणिमथ नीताः सुरगणाः ॥**
**इदानीमौदास्यं भजसि यदि हा देशिक तदा ।**
**निराधारोऽहं रोदिमि कथय केषामिह पुरः ॥ ९ ॥**

હે દેશિક (હે ગુરો) ! ત્હમારા આશ્રયથીજ મ્હારા અંતઃકરણમાં સ્ફુરાયમાન થયેલા મહાભારી અહંકાર વડે મેં વિચાર કર્યા વિના સર્વે દેવતાગણો અવજ્ઞા માર્ગપ્રત્યે પ્રાપ્ત કર્યા; તાત્પર્ય કે:-મેં આપ સમર્થનો આશ્રય કર્યો જેથી મ્હારા હૃદયમાં અતિશય ગર્વ થયો કે:-"મેં મહાસમર્થ સદ્‌ગુરૂનું શરણ લીધું છે; હવે મ્હારે અન્ય કોઈના શરણનું કામજ નથી. હું સદા નિર્ભય છું: મ્હારૂં રક્ષણ કરવાવાળા સમર્થ સદ્‌ગુરૂ પરમાત્મા મ્હારે માથે શોભે છે, અને તેમણે કૃપા કરી મ્હારા મસ્તકપર હાથ મૂકેલો છે જેથી મ્હારે કિંચિન્માત્ર ભય નથી; માટે મ્હારે હવે બીજા કોઈના આશ્રયનું પ્રયોજન નથી." આવા અભિમાનથી મેં સર્વે દેવતાઓના શરણનો પરિત્યાગ કર્યો; અર્થાત્ જેમ સૂર્યના પ્રકાશ આગળ આગિયાનો પ્રકાશ તુચ્છ છે, તેમ તે દેવોને શ્રીગુરૂના સામર્થ્ય આગળ તુચ્છ જાણી, તે દેવો શ્રીસદ્‌ગુરૂ સમાન અવિમુક્ત પદ આપવાને અસમર્થ છે એમ નિશ્ચય કરી તેમનો અનાદર-તિરસ્કાર-કર્યો. હે નાથ ! હવે આ મ્હારા ઉદ્ધાર સમયે જો આપ ઉદાસીનતા (ઉદ્ધારાનુકૂળ વ્યાપાર શૂન્યતા) ને અંગીકાર કરશો, અર્થાત્ મ્હારો ઉદ્ધાર નહીં કરો, તો મહાભારી ખેદની વાત છે કે:-અપમાન કરવાથી દેવોએ મ્હારો પરિત્યાગ કરેલો છે; અને હવે આપ જો ઉદાસીન થાઓ, તો પછી ઉભયતઃ આશ્રય

રહિત નિરાધાર થયેલો હું આ જગતમાં કોંની આગળ મ્હારૂં દુ:ખ રૂદન કરૂં ? તે આપ કહો; ભાવાર્થ કે:-મ્હારી શી ગતિ ? તે આપ કથન કરો. પ્રાર્થના કે:-શરણાગતનું આપ રક્ષણ કરો. અને અનુગ્રહ કરી મ્હને અવિમુક્ત પદ આપો; હે પ્રભો ! મ્હારો પરિત્યાગ ન કરો. (૫)

હવે છઠ્ઠા શ્લોકમાં-સમુદ્રપર્યન્તના પ્રચુર રાજ્યસુખને તૃણવત્ તુચ્છ જાણી, તેનો પરિત્યાગ કરી શ્રીગુરૂના ચરણકમલમાં નિવાસ કરી શ્રીગુરૂના ચરણામૃતનું પાન કરતાં ઉદ્ભવેલો જે આનંદ, તે આનંદ પોતાનાથી અલ્પસુખવાળા નિર્વાણપદનું હાસ્ય કરે છે, એમ કહે છે:-

**गुरो स्फारं राज्यं तृणमिव परित्यज्य सहसा ।**
**स्वरूपे मग्नानामनघ तव पादाश्रितवताम् ॥**
**सुधातः स्वादीयस्तव चरणतोयं च पिबताम् ।**
**जानानामानन्दः परिहसति निर्वाणपदवीम् ॥ ६ ॥**

હે નિષ્પાપ ગુરૂ ! મહાસમુદ્રપર્યન્તની પૃથ્વીના નિષ્કંટક પ્રચુરરાજ્યને તૃણસમાન તુચ્છ જાણી સહસાપરિત્યાગ કરી, ત્હમારા ચરણકમલનો આશ્રય કરવાવાળા અર્થાત્ ત્હમારા પાદસરોજનું સેવન કરવાવાળા, અને આપના અનુગ્રહથી નિજાત્મસ્વરૂપમાં નિમગ્ન થયેલા, તથા અમૃતથી પણ અતિશય સ્વાદીષ્ટ આપના ચરણકમલના જળનું પાન કરવાવાળા, ઉત્તમ ભકતજનોનો આનંદ, તે કૈવલ્ય ( મોક્ષ ) પદવીનો ઉપહાસ કરે છે. તાત્પર્ય કે:-ઉત્કૃષ્ટ રાજ્યાદિ વૈભવનો પરિત્યાગ કરી શ્રીગુરૂના ચરણોનું સેવન કરતાં અને અમૃતથી પણ અતિશય સ્વાદીષ્ટ એવા આપના ચરણામૃતનું

પાન કરતાં, આપનાજ કૃપાપ્રસાદથી જીવન્મુક્ત પુરૂષોને પ્રાપ્ત થયેલો જે આનંદ, તે અતિ ઉત્કૃષ્ટ અને અવાચ્ય હોવાથી મુક્તિના સુખને ન્યૂન સમજી હાંસી કરે છે; અર્થાત્ એવું કહે છે કે:-શ્રી સદ્ગુરૂ પરમાત્માના ચરણકમલોનું સેવન કરતાં કરતાં તેઓશ્રીના અનુગ્રહથી ઉત્પન્ન થયેલો જે આનંદ, તેની આગળ મોક્ષસુખ કોણ માત્ર છે ? અર્થાત્ અતિ અલ્પ છે. (૬)

હવે સાતમા શ્લોકમાં-કદાચ શ્રીસદ્ગુરૂ એમ પૂછે કે: સર્વોત્કૃષ્ઠ વેદાદિકોને અગોચર એવા પરંબ્રહ્મનો પરિત્યાગ કરી સ્વાભિમત ફળની પ્રાપ્તિને અર્થે મ્હારી શા માટે સ્તુતિ કરે છે ? તો પ્રત્યુત્તર કે: વેદાદિકોને અગોચર એવા જે પરંબ્રહ્મ તે આપજ છો; આપ માયિક વસ્તુ નથી, માટેજ આપની સ્તુતિ કરૂં છુ. એમ કહે છે:-

**न यत्साक्षाद्वेदैरपि कमलपत्राक्ष मानितम् ।**
**न यस्मिञ्जीवानां प्रसरति मनोवागवसरः ॥**
**निराकारं नित्यं निजमहिमनिर्वासिततमो ।**
**गुरो तद्यत्तत्त्वं त्वमसि विमलं वागविषयः ॥ ७ ॥**

( कं ब्रह्मसुखं स्वरूपानन्दस्तमलति प्रकाशयतीति कमलमात्म-ज्ञानं,-यत्तदेव पतनात्त्रायत इति पत्रं, कमलं च तत्पत्रं च कमलपत्रं तेनाक्ष्यते-प्राप्यत इति कमलपत्राक्षस्तत्सम्बोधनं हे कमलपत्राक्ष ज्ञानैकगम्य-परमात्मन् ! ) હે જ્ઞાનૈકગમ્ય પરમાત્મન્ ! જે બ્રહ્મને વેદોએ પણ પ્રત્યક્ષ નિશ્ચિત ખુલાસાથી-ઇદમાકારે-નથી કથન કર્યું; અર્થાત્ શ્રુતિઓએ પણ જેને ઇયત્તાવડે નિશ્ચય નથી કહ્યા કે પરમાત્મા આવા છે. તથા જે બ્રહ્મને વિષે વ્યાસાદિ મહર્ષિઓથી આરંભી સર્વ જીવોના મનવાણીનો વ્યાપાર પ્રસરણશીલ નથી; અર્થાત્ જે

